श्रीहरिःशरणम्

# सेवाकौमुदी.

## ગુર્જર ભાષા સહિત.

ગોસ્વામિકુલભૂષણશ્રી ૧૦૮ શ્રીગોકુલનાથજી
મહારાજશ્રીની આજ્ઞાનુસાર
હિન્દીભાષાથી

અનુવાદક


**दयाराम कृष्णजीवन शास्त्री**

शुद्धाद्वैत विशारद.



પ્રકાશક—દયારામ કૃષ્ણજીવન શાસ્ત્રી,
ઠે. શ્રી બાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત સંસ્કૃત પુસ્તકાલય.
મોટું મંદિર, ભોઇવાડા મુંબઈ ૨.

( પ્રથમાવૃત્તિ નકલ ૧૦૦૦ )

સંવત ૧૯૭૬ મુલ્ય ૪ આના સન ૧૯૧૯

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ હરજીવન પટેલે છાપ્યું
નં. ૭, અનંતવાડી, મુંબઈ ૨.

# પ્રસ્તાવના



સૂર્યોદય થવામા હજુ ઘણો વખત છે તો પણ પૂર્વ દિશામા થોડું થોડું અજવાળુ નીકળ્યુ છે પક્ષીઓએ પોતાનો મધુર આલાપ શરૂ કર્યો છે સુતેલા માણસોની નિદ્રા પ્રાત:કાલમા ગાઢ થઇ રહી છે એટલાજ વખતમા કાગડાઓએ પોતાના કા કા શબ્દોથી બધાની નિદ્રા ઉડાળી દીધી કેટલાક તો બિછાનામાંથી ઉઠવાને તૈયાર થઇ ગયા છે. પરતુ તેઓને આલસ્ય ઉઠવા દેતુ નથી તેમ કેટલાક બિછાના માંથી ઉઠયા પરતુ તેને રસ્તો માલૂમ પડતો નથી

અમો પણ ઘણા દિવસથી સુઇ રહ્યા છીએ પ્રાત:કાલ થયો, વિશ્વના સમસ્ત પ્રાણીઓ ઉઠી ગયા પરતુ હા કષ્ટ છે કે અમોને આલસ્ય હજુ સુધી પણ છોડતુ નથી. તથાપિ કેટલાક વાદિ લોકોએ થપાટ લગાડી કંઇ એકને જગાડી દીધા છે. પરંતુ અમોને પથારીનો પ્યાર હજી ઉઠવા દેતો નથી. જોકે, તેમાં કેટલાક ઉઠી પણ ગયા છે. પરંતુ તે અગ્રેસર થવા ઇચ્છતા નથી. તો ભલા, કેવી રીતે ઉન્નતિ થાય ? ઠીક છે. અહીયાં એક રસ્તો છે. આમ તેમ રખડતા આલસ્ય યુક્ત જન સમાજના હાથમા કોઇ એવું પુસ્તક આપવું જોઇયે કે જે દ્વારા તેઓ પોતાનો ખરો રસ્તો જાણી શકે આ ઉપાય સાધ્ય છે.

શુદ્ધાદ્વૈત પુષ્ટિ માર્ગ સંપ્રદાયમાં સિદ્ધાન્ત ગ્રંથોનો [illegible] ભંડાર છે ઓછામાં ઓછા અપેક્ષિત ગ્રન્થો એટલા

છે કે જેની છપામણીમાંજ કેટલાક લાખ રૂપીયા જોઇએ પરંતુ ખેદથી જણાવવું પડેછે કે તે ગ્રન્થરત્નોની ઘણીજ દુર્દશા છે કેટલાક કૃપણ ભંડારી તો એવા છે કે જે પોતાના ગ્રન્થરત્નોને બહારની હવા પણ લગાડવા દેતા નથી.

કરોડો ધન્યવાદ છે તે સ્વર્ગવાસી **શ્રી રત્ન ગોપાલ ભટજીને** કે જેઓએ પોતાના મોટા પરિશ્રમથી પોતે જાતે સંશોધન કરી આપણા સંપ્રદાયના અનેક આકર ગ્રન્થો છપાવ્યા તેમ અમને ખબર કરી દીધી કે નહિં, આપણા ભંડારમાં પણ ઘણાં અમૂલ્ય રત્નો છે. આજ સુધી કેટલાક લોકોને તો એવો ભ્રમ હતો કે પુષ્ટિમાર્ગમાં ગ્રન્થ સાહિત્ય નથી. પરંતુ તે લોકો પાસે સવિનય નિવેદન જે આપ જરા તપાસ તો કરો, શુદ્ધાદ્વૈત સંપ્રદાયના એટલા બધા આકર ગ્રન્થો છે કે જેના દિગ્દર્શનદ્વારાજ એમ માલૂમ પડે કે નહિં, ખરી રીતે આજ માર્ગ, શુદ્ધ, સનાતન, વૈદિક, એવં સર્વોત્તમ છે.

તેજ પરમ વૈદિક સનાતન પુષ્ટિ સંપ્રદાયનો આ સેવા-વિષય પ્રતિપાદક **સેવા કૌમુદી** નામનો લઘુ ગ્રન્થ છે. પરંતુ તેમાં સેવા વિષય એવો શાસ્ત્રાર્થ રૂપથી પ્રતિપાદન કર્યો છે. કે જે જોવાથી સ્વતઃ માલુમ પડે, કે પ્રભુસેવા પુષ્ટિ-માર્ગમાંજ સર્વોત્તમ છે.

આ ગ્રન્થ રત્નનું નિર્માણ ગોલોકવાસી **લાલુ ભટ્ટા-પનામક દીક્ષતશ્રીબાલકૃષ્ણ** ભટ્ટજીએ કર્યું છે. તે

કેવલ સંસ્કૃત ભાષામાંજ હતો. જેથી આજ કાલ તેનો સાવ-જનિક ઉપયોગ થવો મુશ્કેલ છે, જેથી તેનો હિંન્દી, ભાષામાં અનુવાદ કરવા માટે **પુષ્ટિમાર્ગ પંથ પ્રચારક, અખંડ ભૂમંડલાચાર્યવર્ય, ગોસ્વામિકુલભૂષણ, શ્રી ૧૦૮ શ્રી ગોકુલનાથજી મહારાજશ્રીએ** ગુરૂવર્ય ભટ્ટશ્રી રમાનાથ શાસ્ત્રીજીને આજ્ઞા આપી. મહારાજશ્રીની આજ્ઞાથી પંડિતજીએ હિન્દી ભાષાન્તર કરીને છપાવ્યું અને તે ઉપરથી ગુર્જર ભાષાન્તર કરવા મને આજ્ઞા કરી. તે ભાષાન્તર કરીને મહારાજ શ્રીના ચરણોમાં અર્પણ કર્યું છે આવા શ્રીમહાચાર્ય ચરણો જો ભૂતલપર ન બિરાજતા હોત તો, આ માર્ગ કોને શરણે જાત ખરેખર અન્તઃકરણપૂર્વક એઓશ્રીના આપણે સદા ઋણીછીએ.એઓશ્રીના ચરણોમાં કોટિશઃ પ્રણતિતતિ પુરઃસર પ્રભુ શ્રીબાલ કૃષ્ણલાલ પાસે પ્રાર્થના કરીયે છીયે જે, આવા શ્રીમહાચાર્ય ચરણો ભૂતલપર સદા સર્વદા બિરાજો, તેમ સર્વત્ર વિજયપદને પામો.

अस्यां कृतौ किमपि सद्गुणवस्तु यच्चेत्
तन्मे दयार्द्रगुरुवर्यदयैकमूलम् ।
यद्दोषवत्तदखिलं मम जाड्यजन्यं
ज्ञात्वेति तत्सहृदयैर्दयया विशोध्यम् ॥

ગુર્જર ભાષાન્તર કર્તા

વિનીત

दयाराम कृष्णजीवन शास्त्री

# વિષયાનુક્રમ.

## પ્રથમ પ્રકરણ.

## બિજું પ્રકરણ

શ્રીકૃષ્ણાર્પણ મસ્તુ



॥ श्री कृष्णाय नमः ॥

# श्री लालूभट्टोपनामक दीक्षित श्री बालकृष्ण भट्ट प्रणीता सेवा कौमुदी

## भाषांतर सहिता.



प्रथमं प्रकरणम् ।



श्रीगोवर्द्धनधारी तनोतु कुशलानि ।



श्रुतिसिद्धं रसाम्भोधिरासमण्डलमण्डनम् ।
गोपिकानयनानन्दं गोवर्द्धनधरं भजे ॥ १ ॥
श्रीवल्लभपदाम्भोजरजांसि प्रणमाम्यहम् ।
यत्सम्पर्काद्व्रजाधीशप्रेमसेवां जनोऽश्नुते ॥ २ ॥
श्रीविठ्ठलेश्वरं वन्दे कृष्णसेवाप्रवर्त्तकम् ।
येन गोवर्द्धनाधीशः सख्येनाऽऽमवशीकृतः ॥ ३ ॥

१. अथ पुष्टिभक्तिमार्गीयसेवा किम्प्रमाणमूलिकेत्यादिविचार आरभ्यते ।

तत्र "सर्ववेदेतिहासानाम्" "निगमकल्पतरोर्गलितं फलमि"त्यादिवचस्सहस्रैः सर्वश्रुतिसारभूतत्व।न्निखिलप्रमाणमूर्द्धन्यता समाधिभाषारूपस्य श्रीभागवतस्याऽभ्युपेया। निबन्धे च "वेदाः श्रीकृष्णवाक्यानी"ति सन्दर्भे "उत्तरं पूर्वसन्देहवारकं परिकीर्त्तितमि"त्यनेन सर्वसन्देहवारकत्वं श्रीभागवतस्यैव निरणायि।

૧. ભગવત્ક્રીડાસ્પદ આ જગતમાં બે પ્રકારનાં મનુષ્યો છે. એક તો, જે માણસ બીજાની અભિવૃદ્ધિને ન દેખી શકતો હોય તે, તેમ બીજો. કોઇપણ સિદ્ધાન્તને જાણવા માટે શાસ્ત્ર, તથા શાસ્ત્રની યુક્તિઓ દ્વારા પરસ્પર સિદ્ધાન્તને દબાવતો પોતે સમજેલા સિદ્ધાન્તનું સ્થાપન કરે છે.

આ બંનેમાંથી પેલો અધિકારી, પોતાના દોષને ઢાંકી દઇ દીન બની, મને જાણવાની ઇચ્છા છે આવો ખોટો ઢોંગ કરી, મત મતાન્તરોના અનુયાયિઓ, તેમ પ્રવર્ત્તકો પાસે પ્રશ્ન કરે છે! જે તમારા કંર્ત્તવ્યમાં શું પ્રમાણ છે? એટલુંજ નહીં પરંતુ પ્રત્યુત્તરની વચમાં તેનેજ કંઇક વાદરુપ કરી નાખે છે. એ પ્રમાણે તે પૂર્ણદ્વેષી હોય છે. તેમ તે માણસનો કોઇપણ શાસ્ત્રમાં અધિકાર હોતો નથી. પરંતુ કેવળ છાનો દ્વેષી, તેમ દુરધિકારી, એવા તેના કોઇપણ પ્રશ્નો-

નો ઉત્તર થઇ શકતો નથી. કારણ જે તેના પ્રશ્નનો ઉત્તર સાચો હોય, તોપણ તેને કોઇ સિદ્ધાન્ત ઉપર જવાનું તો છે નહીં. માત્ર અસંબદ્ધપ્રલાપ કરે છે. સિદ્ધાન્ત ઉપર ચાલનાર તો સાધુજન હોય છે. માટે એવો માણસ પોતાના દુષ્ટ આક્ષેપોથી સાધુજનની હલકાઇ કરવી તેજ ઇચ્છે છે. તેમ તેવો ડોળ કરવાથી પોતાની વાત સિદ્ધ થાઓ યા ન થાઓ, પરંતુ તે તો પોતાના સ્વભાવાનુસાર કાર્ય કરે છે. દુષ્ટને, આ વાતની ખબર નથી. જે દુનિયામાં સત્ય પદાર્થની કોઇપણ રીતિથી કસોટી લેવામાં આવે. તો તે સમય તે, વિશેષ શુદ્ધ દેખાય છે. દુરધિકારીના વાદમાં કોઇનો જવાબ શાસ્ત્રોક્ત મળે. તો તે જવાબ, તેના દ્વેષાગ્નિને વિશેષ વધારે છે.

તે વખતે તે દ્વેષીજન, શાસ્ત્ર તથા શાસ્ત્રની મર્યાદાને છોડી દઇ તે ઉપર વિશેષ ગુસ્સે થાય છે. હમેશાં આક્ષેપ કરનારના પ્રશ્નનો જવાબ કોઇ દિવસ પૂરો થતો નથી. માટે કેવળ વિઘ્નકરનાર, તથા દુરધિકારીના પ્રશ્નનો શાસ્ત્રાનુસાર જવાબ આપી બેસી રેવું. અથવા તો સર્વથા ઉપેક્ષા કરવી ઘણી શ્રેયસ્કર છે.

વાસ્તવિક રીતે પૂર્વોક્ત બીજા અધિકારીનેજ વાદી કહી શકાય છે, કારણ જે તેના પ્રશ્નના જવાબમાં વિદ્વાનોને ઘણો આનંદ મળે છે. તેમ તેના પ્રશ્નો, અદેખાઈ

થી નથી. પરંતુ સત્ય વાતને જાણવા માટે છે. આથી તેવા જીજ્ઞાસુ અધિકારીઓના મનમાં કોઇ દિવસ એવો પ્રશ્ન થાય. જે ભક્તિમાર્ગના પુષ્ટિમાર્ગ સંપ્રદાયમાં પ્રભુ સેવા કયા પ્રમાણાનુસાર કરાય છે? તો તેનો જવાબ નીચે સ્પષ્ટ કરાય છે.

કોઇપણ કાર્યના ફલ, સાધન, તથા પ્રકારમાં તે, તે પદાર્થો જાણવાની ખાસ જરૂરી છે. **"સમગ્ર કર્મ જાણવાનું જે સાધન તેને પ્રમાણ કહે છે"** ખરી રીતે દુનિયામાં બે પ્રમાણ છે. એક પ્રત્યક્ષ, તથા બીજું શાસ્ત્ર, પ્રત્યક્ષપ્રમાણ, ઇન્દ્રિય તથા મનની સહાયથી થાય છે. તેમ તે, લૌકિક વ્યવહારમાં બળવાન્ છે. પરંતુ લોકાતીત-પદાર્થમાં તેનું કશુંપણ જોર ચાલતું નથી. માટે વિદ્વાનોએ અલૌકિક પદાર્થના નિર્ણયમાં શાસ્ત્રને પ્રમાણ ગણ્યું છે.

ધર્મ તથા બ્રહ્મ, આ બંનેનો શાસ્ત્રદ્વારા નિર્ણય થાય છે. વાસ્તવિક રીતે જો તેના સાધનો ઉપર જોઇયે, તો તે વિષે પણ શાસ્ત્રનેજ પ્રમાણ ગણ્યું છે, વધારે તો શું પરંતુ ધર્માર્થકામ આ ત્રણ પુરૂષાર્થના સાધનોમાં શાસ્ત્રનેજ પ્રમાણ માનવું પડશે. માટે ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે શ્રીગીતોપનિષત્‌માં આજ્ઞા કરી છે.

**"तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ"**

"જેથી ઉત્તમ જ્ઞાન મળે. તે વાકયને **શાસ્ત્ર** કહે છે" શાસ્ત્રોમાં પણ સર્વોત્તમ પ્રમાણ વેદ છે. કારણ જે વેદ બધાને માન્ય છે પરંતુ કેવલ વેદથી બધી વાતનો ખુલાસો થવામાં હરકત જો કે નથી પણ, સર્વજ્ઞતાની ખાસ જરૂરીયાત પડે છે. જેમ, વક્તા સ્વયં, પોતાના વાકયને સારી રીતે સમજાવી શકે છે. તેમ, વેદરુપ ઇશ્વર-વાકયનું યથાર્થતાત્પર્ય, ઇશ્વરજ જાણે છે કેમકે તે સર્વજ્ઞ છે. બીજાનું યથાર્થતાત્પર્ય કાઢવામાં બલ ચાલતું નથી. તે માટે વેદ સ્વયં કહે છે.

**"नैषा तर्केण मतिरापनेया" इत्यस्या हृदयं लोके नान्यो मद्वेद कश्चन"**

આવી રીતી છે કે જ્યારે મૂલતાત્પર્ય ન જાણવામાં આવે ? ત્યારે તે જાણવા સારૂ બુદ્ધિમાન્ લોકો તદનુકૂલ પોતાના વિચારો લગાડે છે. જેમ—

**"काकेभ्यो दधि रक्ष्यताम्, गङ्गायां घोषः"**

"કાગડાઓથી દહીંનું રક્ષણ કરો, ગંગાજીના પ્રવાહ-માં ગૌશાળા"

આ બંને વાકયોનું મૂલતાત્પર્ય ન મળવાથી પંડિ-તોએ તદનુકૂલ પોતાનો વિચાર લાગુ કર્યો છે.

"દહીંને ખાનારાં તમામ પ્રાણીઓથી દહીંની રક્ષા કરો" "ગંગાજીના કાંઠાની ઉપર ગૌશાળા" એવી રીતે જે તદનુકૂલ બુદ્ધિને લગાડવી. તેને વિદ્વાન્ લોકો લક્ષણા કહે-છે. વેદમાં પણ જ્યારે મૂલતાત્પર્ય નથી મળતું. ત્યારે લક્ષણા કરવી પડે છે. પરંતુ લોકમાં બુદ્ધિથી કામ ચાલી શકે છે. પણ વેદમાં સામાન્ય બુદ્ધિ ચાલી શકતી નથી. કેવળ ઈશ્વરની બુદ્ધિ ચાલે છે. કેમકે સામાન્ય બુ-દ્ધિમાં ભ્રમ, વિપ્રલિપ્સાદિ ઘણા દોષો રહે છે. માટે ભ્રમા-ત્મકબુદ્ધિથી યથાર્થજ્ઞાન થઇ શકતું નથી. કદાચ ઘણો પ્રયાસ કરે તો કેવલ આપાતતઃજ્ઞાન થાય છે. પણ મૂલ-સ્વરૂપનું જ્ઞાન થતું નથી.

આ વખતે વેદના મૂલસ્વરૂપને બતાવવા સારુ ભગ-વાન્ અંશાવતારથી પૃથ્વીઉપર પધારે છે, આ બધા જાણે છે. માટે આ ઘોર કલિયુગમાં ન મળતા વેદના તાત્પર્યને બતાવવા સારુ ભગવાન જ્ઞાનાવતાર "**શ્રી વેદવ્યાસજી**" પ્રગટ થયા.

જો કે વ્યાકરણાદિ છ અંગોથી વેદાર્થ થઇ શકે છે. પરંતુ મન્દ મધ્યમાધિકારીઓને સદા સંદેહ રહે છે જેથી વાસ્તવિક શુદ્ધ વિચારશાસ્ત્રની ખાસ જરૂરી છે. વેદાર્થ-ના સંદેહોને દૂર કરનાર શાસ્ત્રને "**વિચારશાસ્ત્ર**" અથવા "**મીમાંસા**" કહે છે. ઉપનિષદોના સંદેહોને દૂર કરવા સારૂ તેમ વેદના મૂલતાત્પર્ય બતાડવા માટે ભગવાન્ શ્રીવેદ-

વ્યાસજીએ સૂત્રાત્મક વિચારશાસ્ત્ર કર્યું. કે જેને અમો વિચારરૂપ "ઉત્તર **મીમાંસા**" કહીએ છીએ. તેવી રીતે બીજા પુરાણો તથા વેદાભાસદેખાડનાર શ્રીમન્મહાભારતાદિ ગ્રન્થો પણ પ્રગટ કર્યા. પરંતુ એટલું કર્યાથી પણ શ્રીવેદવ્યાસજીનો અન્તરાત્મા પ્રસન્ન ન થયો ત્યારે શ્રીનારદજીએ વેદવ્યાસને સમજાવ્યા કે, મનુષ્ય ગમે તેવો બુદ્ધિમાન્ હોય તોપણ તેના કામમાં કંઇને કંઇ ભૂલ રહી જાય છે જેમાં પ્રત્યક્ષ પ્રમાણ આપ છો. આપે બધાનું નિરૂપણ કર્યું પણ મોક્ષશાસ્ત્રનો વિચાર ન કર્યો. કારણ જે મોક્ષ શિવાય બીજા બધા પુરૂષાર્થ દોષયુકત છે. કેવલ મોક્ષજ આત્યન્તિક, નિર્દોષ પુરૂષાર્થ છે. "**પ્રભુનો સાક્ષાત્કાર તે મોક્ષ**" અથવા ચોથો પુરૂષાર્થ કહેવાય છે.

માટે હવે તમો નિર્દોષ પુરૂષાર્થ જેથી મળે છે તેવા ભગવદ્ગુણાનુવાદનું વર્ણન કરો. કારણકે સમગ્ર શાસ્ત્રો, તેનેજ કહેછે, તેમ સાક્ષાત્ શ્રીપુરૂષોત્તમથી મળેલું આ શ્રીભાગવત, હું તમોને આપું છું માટે તમોપણ તે શ્રીભાગવતને સમાધિદ્વારા હૃદયમાં રાખી પ્રભુના વિશુદ્ધ ચરિત્રોનો લોકમાં વિસ્તાર કરો. આ પ્રમાણે શ્રીનારદજીના ઉપદેશથી-શ્રીવેદવ્યાસજીએ સમગ્ર વેદરૂપ, સર્વનિર્ણાયક, સકલસંદેહનિવારક, શ્રીભાગવતને પ્રગટ કર્યું. સમાધિમાં બધા પદાર્થોનો અનુભવ કરી બનાવેલું જેથી શ્રીભાગવતને "**સમાધિ-**

ભાષા" કહે છે. માટે અમારે પણ સેવાવિષયના વિચારમાં શ્રીભાગવતનો આશ્રય લેવો સર્વથા ઉચિત છે.

સૂતજીએ શૌનકાદિ મુનિઓ પ્રત્યે આજ્ઞા કરી છે.

**"વેદરૂપ વૃક્ષનું પોતાની મેળે પડેલું ફળ, આ શ્રીભાગવત છે."**

આ પ્રમાણે અનેક શાસ્ત્રોથી સિદ્ધ છે. જે શ્રીભાગવત, સર્વશાસ્ત્રમય, તથા સર્વનિર્ણાયક છે. તેમ નિબન્ધમાં પણ શ્રીમદાચાર્યચરણોએ આજ્ઞા કરી છે.

**"અલૌકિક પદાર્થના નિર્ણયમાં વેદ, સૂત્ર, ગીતા અને શ્રીભાગવત, આ ચાર પ્રમાણ મુખ્ય છે. તેમાં પણ ઉત્તરોત્તરસમર્થ, તથા સંદેહ નિવારક છે.**

માટે સર્વમાન્ય છે કે જો, સર્વ સંદેહ રહિત નિર્ણય કરવો હોય તો, શ્રીભાગવતનો આશ્રય લેવો. આથી અમો પણ શ્રીભાગવતનેજ સર્વપ્રમાણશ્રેષ્ઠ કહીયે છીયે. તેમ તે હોવાથી અમારે પણ તેનો આશ્રય લેવો સર્વથા ઉચિત છે.

**૨. तत्र च "श्रवणं कीर्त्तनं विष्णोः स्मरणं पादसेवनम्। अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम्। इति पुंसाऽर्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा। क्रियते भगवत्यद्धा तन्म-**

न्येऽधीतमुत्तमामि" त्यनेन नवविधभक्तेरेव मुख्यतया कर्त्तव्यतोपदिश्यते ।

૨ શ્રીભાગવતસપ્તમસ્કંધમાં હિરણ્યકશિપુએ પોતાના પુત્ર પ્રહલ્લાદજીને પ્રશ્ન પૂછયો? હે પુત્ર? ઉત્તમ અધ્યયન શું? તેના પ્રત્યુત્તરમાં જણાવ્યું જે હે પિતા? "પરમાત્માની કથાનું શ્રવણ. કીર્ત્તન. સ્મરણ, પાદસેવન (સેવા) અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન, આ નવધા ભકિત જો પ્રભુમાં અર્પણ કરી કરવામાં આવે તો તેને હું ઉત્તમ અધ્યયન માનું છું." આવી રીતે તે સ્થલે પણ અધ્યયનનું ફલ બતાવી, તેજ કહ્યું છે કે **"નવધા ભકિત કરવી તે મોક્ષ માટે જીવનું મુખ્ય કર્ત્તવ્ય છે."**

३. नवलक्षणा श्रवणादिनिवेदनान्ता भक्तिर्भगवत्यर्पिता क्रियते चेत्तदधीतमुत्तमं मन्य इत्यन्वयः । तथाच अर्पिता क्रियतइत्युक्त्वा भक्तेरर्पितकरणं विवक्षितम् । न तु अर्पितायाः कृतिविषयत्वम् । चकार तत्रैव हताश्व कुञ्जरानित्यादौ भूतार्थक्तप्रत्ययार्थाविवक्षया सैन्यगताश्वकुञ्जरविषयकहननस्य कृतिविषयत्वं न तु हतानाम् । तथेहाऽपि । अर्पणं चेह स्थापनम् । "यन्मेऽर्पितः शिरसि पद्मकरप्रसाद" इत्यादौ तथा सिद्धः । एवं सति

नवविधाया आप भक्तेर्भगवत्यर्पणं स्थापनं न तु फलान्तरे विनियोगः कार्य इति भावः।

૩ "શ્રવણં" વિગેરે પદોની અક્ષર યોજના આ પ્રમાણે છે.

"શ્રવણથી લઇ આત્મનિવેદન સુધી, નવ પ્રકારની ભક્તિ, જો પ્રભુમાં અર્પણ કરી કરવામાં આવે તો તેને હું ઉત્તમ અધ્યયન માનું છું."

આ ઠેકાણે 'અર્પિતા' આ શબ્દનો આશય આ છે જે, ભક્તિ કર્યા પછી પ્રભુમાં અર્પણ ન કરવી પરંતુ પ્રારંભમાં જ અર્પણ કરવી, જેમ–

"શૂરવીરે" યુદ્ધમાં તે વખતેજ, જેમાં ઘોડા તથા હાથીઓ મરી ગયા છે તેવું કર્યું"

આ વાકયમાં યુદ્ધમાં ઘોડા તથા હાથીઓને માર્યા, આજ કેવાનું છે. પરંતુ મરી ગયેલા હાથી ઘોડાઓને ભેરા કરવાનું કહ્યું નથી, તેમ અત્રે પણ જાણવું.

'અર્પિતા' પદમાં અર્પણ શબ્દનો અર્થ, સ્થાપન, અર્થાત્ શ્રવણાદિ ભક્તિના પ્રારંભમાંજ ભક્તિને. પ્રભુમાં જોડે, પણ બીજા ફલમાં કામ ન લેય. ભક્તિથી પ્રભુ સિવાય અન્ય મોક્ષાદિની પણ ઇચ્છા કરવી નહીં, તેનેજ અર્પિત ભક્તિ કહે છે.

જો ભક્તિથી બીજાં ફલોની ઇચ્છા રાખવામાં આવે તો તે ભક્તિ પ્રભુ પાસેથી ઝુંટીને લીધેલી ગણાય છે. 'અર્પિત'

તેમ સ્થાપિત, તેનેજ કહે છે કે જે, જ્યાંની ત્યાંજ રહેલી હોય. જો તેને ત્યાંથી હટાવી બીજે રાખે તો તે સ્થાપિત કેવાતી નથી. માટે નવધા ભકિતના પ્રારંભમાં પ્રભુ પાસેથી અથવા દેવોથી કોઇપણ જાતની ફલાકાંક્ષા ન રાખવી જોઇએ.

४. इह वाक्ये पुंसोति सामान्यनिर्देशात्सर्वाधिकारकत्वं भक्तेः। अत्रैव नारदोऽपि "श्रवणं कीर्त्तनं चाऽस्य स्मरण महतां गतेः। सेवेज्याऽवनतिर्दास्यं सख्यमात्यनिवेदनम्। नृणामयं परो धर्मः सर्वेषां समुदाहृत" इत्यवदत्। अतोऽपि सर्वेषां भक्तावधिकारः।

૪ 'પુંસા' આ બધી સામાન્ય ઉકિત છે. માટે પ્રભુ-ભકિતમાં બધાનો અધિકાર છે. તેમાં પ્રમાણુ શ્રીનારદ વાકય છે.

"સત્પુરૂષોના આશ્રયરૂપ પ્રભુનું શ્રવણુ, કીર્ત્તન, સ્મરણુ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય સખ્ય અને આત્મનિવેદન, આ સમગ્ર જીવોનો ઉત્તમોત્તમ ધર્મ છે. માટે નવધા ભ-કિતમાં બધાનો સમાન અધિકાર છે. આ વાત નિખાલસ છે.

५. तत्र भगवदीयवक्त्रमुखाद्भवगज्जन्मनामस्तोत्रादीनां श्रद्धयाऽऽकर्णनं श्रवणम्। "श्रृण्वणन् सुभद्राणि रथाङ्गपाणेर्जन्मानि कर्माणि च यानि लोके" इत्यादौ जन्म-

कर्मणां श्रवणविषयत्वोक्तेः । उपलक्षणविधया नामादीनां च संग्रहात् । वाक्यान्तरेषूक्तत्वाच्च ।

૫ ભકતોના મુખથી પ્રભુના જન્મ, ચરિત્ર, નામ અને સ્તોત્રાદિનું ધ્યાનપૂર્વક સાંભળવું તે "**શ્રવણ**" કહેવાય છે.

એકાદશ સ્કંધમાં કવિ યોગેશ્વરે કહ્યું છે જે "હે જનકરાજા? તમે બધામાંથી મનને ખેંચી લઈ ચક્રધારી પ્રભુના જન્મ કર્મોનું શ્રવણ કરો." તેમ જન્મ કર્મોને યાદ કરાવનાર ભગવન્નામોને બોલતા પૃથ્વીમાં ફરો. અંહી શ્રવણનો વિષય જન્મકર્મ કહેલ છે. તેમ બીજે સ્થલે ભગવન્નામમાહાત્મ્ય પણ કહ્યું છે. જેથી પ્રભુની જન્માદિલીલા, તથા નામાદિલીલાને શ્રદ્ધાથી ધ્યાનપુર્વકસાંભળવું તે પણ 'શ્રવણ' કહેવાય છે.

६. भगवन्नामकर्मस्तोत्रादीनां श्रद्धया कथनं कीर्त्तनम् । "गृणन्ति गुणनामानि कृष्णस्याऽनुस्मरन्ति च" "गीतवेणुरनुगोऽडतकीर्त्तिर" त्यादिना नामकर्मादीनां कीर्त्तनविषयत्वोक्तेः ।

૬ ભગવન્નામ, ચરિત્ર, તથા સ્તોત્રાદિને શ્રદ્ધાપૂર્વક અધિકાર પ્રમાણે કહેવું. તે "**કીર્ત્તન**" કહેવાય છે " गृणन्ति गुणनामानि " " गोतवेणुग्नुगेहितकीर्तिः " વિગેરે શ્લોકોમાં પણ પ્રભુચરિત્રાદિને કીર્ત્તનના વિષયભુત કહેલ છે માટે ઉપરોકત સિદ્ધ છે.

७. भगवत्स्वरूपलीलापरिकरादीनां श्रद्धया चिन्तनं स्मरणम् । " स्मरन्तः स्मारयन्तश्च मिथोऽघौघहरं हरिम् " " स्मरन्ति नन्दन्ति तवेहितं जना" इत्यादौ स्मरणविषयत्वेन रूपलीलादीनामुक्तः ।

૭ પ્રભુનાં સ્વરૂપો, લીલા, તથા લીલાસમુદાયને શ્રદ્ધાપૂર્વક મનમાં લઈ આવવું તે "**સ્મરણ**" કહેવાય છે. " स्मरन्तः स्मारयन्तश्च मिथोघौघहरं हरिम् " " स्मरन्ति नन्दन्ति तवेहितं जनाः " વિગેરે શ્લોકોમાં પણ પ્રભુ ચરિત્રો, તથા સ્વરૂપોને સ્મરણનો વિષય કહ્યો છે. જેથી પૂર્વોક્ત બીના નિર્વિવાદ છે.

८. निरन्तरं श्रद्धया परिचर्या पादसेवनम् । पादसेवनशब्देन सर्वोऽपि परिचर्या । न तु चरणसेवामात्रम् । नारदोक्तनवविधभक्तौ सेवेज्येत्यनेन सेवामात्रस्य ग्रहणात् ।

૮ શ્રદ્ધાપૂર્વક પ્રભુની સેવા કરવી તે "**પાદસેવન**" કહેવાય છે. 'શ્રવણં' વિગેરે શ્લોકમાં 'પાદસેવન' આ પદથી કેવલ ચરણસેવા ન લેવી. પરંતુ સોહિનીની સેવાથી લઇ અન્નકૂટાદિ મહાસેવા લેવી. તેમાં પ્રમાણ, શ્રીનારદજીએ 'સેવેજ્યા' આ શ્લોકમાં કેવલ સેવા શબ્દ રાખ્યો છે. માટે પાદસેવનથી સમગ્ર સેવા લેવી યોગ્ય છે.

९. माहात्म्यबुद्ध्या लोकविलक्षणोपचारकरणमर्चनम् । स्वदैन्याविष्कारपूर्वकं श्रद्धया नमनं वन्दनम् । अनन्यगामित्वं दास्यम् ।

૯ માહાત્મ્યજ્ઞાનપૂર્વક લોકથી જુદી રીતે પ્રભુસેવા સમય જે ઉપચારો કરવામાં આવે છે તે "**અર્ચન**" કહેવાય છે. પોતાનો દીનભાવ દેખાડી જે નમન કરવામાં આવે છે તે "**વન્દન**" કહેવાય છે. પ્રભુ શિવાય બીજા કોઇનો પણ આશ્રય, કોઇ વખતે ન લેવો તે "**દાસ્ય**" કહેવાય છે.

१०. श्रद्धया भगवत्यप्रेरितप्रियकरणं सख्यम् । "सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छती"ति गीतावाक्ये सुहृत्पदार्थस्य तथा निर्णयात् । चतुर्थस्कन्धे "चरन्तं विश्वसुहृदं वात्सल्याल्लोकमङ्गलमि"त्यत्र विश्वसुहृत्त्वाद्विश्वहितकारित्वमुच्यते । दशमस्कन्धे "कुर्वन् पारोक्ष्यसौहृदमि"त्यादावप्रेरितहितकरणस्य सुहृद्धर्मत्वेनोक्तत्वात् । अन्यत्राऽपि सख्येऽप्रेरितहितकरणस्य श्रूयमाणत्वात् । यथा "वृष्णीनां प्रवरो मन्त्री कृष्णस्य दयितः सखे"ति वाक्याद्भगवत्सखः श्रीमदुद्धवो बाल्यमारभ्य सपर्यां कृतवान् । तस्यां दशायामितरप्रेरणासम्भवादप्रेरितैव सपर्याकृतिरिति ज्ञेयम् । "यः पञ्च-

हायनो मात्रा प्रातराशाय याचितः । तन्नैच्छद्रचयन् यस्य सपर्यां बाललीलये" त्युद्धवप्रशंसकतृतीयस्कन्धवाक्यात् । अत-एव "दृष्ट्वाऽऽतपे व्रजपशून् सह रामगोपैः सञ्चारयन्तमनुवेणुमुदीरयन्तम् । प्रेमप्रवृद्धमुदितः कुसुमावलीभिः सख्युर्व्यधात्स्ववपुषाऽम्बुद आतपत्रमि" त्यनेनाऽम्बुदस्य स्वसख्यौ (?) भगवत्यप्रेरितप्रियकरणरूपमातपनिवारकच्छायाकरणं श्रुतिगोपिकाभिर्निरूपितम् ।

૧૦ શ્રદ્ધાથી પ્રભુમાં, તથા સેવામાં, કોઇની પ્રેરણા શિવાય જે હિત કરવું તે "**સખ્ય**" કહેવાય છે.

"सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्ति मृच्छति" વિગેરે શ્રીગીતાજીમાં કહેલ છે જે હિતકરનારને સખ્ય કેવું. તેવી રીતે ચતુર્થસ્કંધમાં પણ "चरन्तं विश्वसुहृदं वात्सल्याल्लोकमङ्गलम्" વિગેરેથી સર્વનું હિત કરવું. તેનેજ સુહૃદ્ધર્મ કહેલો છે. દશમ સ્કંધના "कुर्वन् पारोक्ष्यसौहृदं" આ વાકયમાં કોઇની પ્રેરણા વિના જે હિત કરવું. તેને સુહૃદ્ધર્મ કહેલ છે.

કોઇબી વિધિ, તથા નિયમો ન હોવા છતાં પણ જે હિત કરવું તે પણ મૈત્રીનો ધર્મ છે. તેમ આ બધી બીના બીજે સ્થલે સારી રીતે આવી ચુકી છે.

જેમ દશમસ્કંધમાં શ્રીઉદ્ધવજી પ્રત્યે કહેલ છે જે, "યાદવોમાં શ્રેષ્ઠ, તથા પ્રભુના મંત્રી અને પ્યારા સખા"

આ બધા પદોના વ્યાખ્યાન વખતે, આ વાત સ્વત: સિદ્ધ થાયછે "શ્રીમાન્ ઉદ્ધવજીએ બાલ્યાવસ્થાથીજ પ્રભુની સેવા કરી હતી." તો પછી બાલ્યાવસ્થામાં કોઇની પ્રેરણા, તેનું બરોબર પાલન થવું તે અસંભવિત છે. માટે શ્રીમાન્ ઉદ્ધવજીએ પણ અપ્રેરિતહિતકારકજ પ્રભુ સેવા કરી હતી. આની પરિપુષ્ટિ તૃતીયસ્કંધમાં પણ સ્પષ્ટ છે. "પ્રભુસેવા વખતે જે ઉદ્ધવજીને તેના માતુશ્રીએ ભોજન માટે બોલાવ્યા. પરંતુ તેણે ભોજનને પણ ઇચ્છયું નહિં કારણકે તે પ્રભુ મૈત્રીમાં પડેલા હતા. જેથી પ્રભુવિરહને કેમ સહન કરી શકે? તેમ બીજે ઠેકાણે, અર્થાત્ દશમસ્કંધમાં પણ શ્રુતિરૂપ શ્રીગોપીકાઓની આજ્ઞા છે. "હે સખી? જ્યારે પ્રભુ, વનમાં બલરામ, તથા ગોવાળીઆઓ, અને ગાયો તથા વાછરણાંઓની સાથે પધારે છે. ત્યારે અત્યન્ત તડકાથી શ્રમિત થયેલા, તથા ગાયોને ચારતા પ્રભુને જોઇને, આ ઘનશ્યામ મેઘ, પોતાના મોટા દેહથી પ્રભુના પર છત્રછાયા કરેછે. તેમ નાનાં નાનાં જલનાં બિન્દુઓથી પ્રભુની સેવા કરેછે.

માટે આ સમગ્ર પ્રમાણોથી આજ સિદ્ધ થાય છે કે, અપ્રેરિત હિત કરવું તેજ સુહ્રદ્ધર્મ કહેવાય છે.

**૧૧. किञ्च । कराविव शरीरस्य नेत्रयोरिव पक्ष्मणी । अप्रेरितं प्रियं कुर्यात्तन्मित्रं मित्रमुच्यते" इति लोकन्यायाच्च**

सख्यशब्दाभिधेयमप्रेरितप्रियकरणमितीहाऽऽदर्त्तव्यम् । "शक्तिग्रहं व्याकरणोपमानकोशाप्तवाक्याद्व्यवहारतश्च" त्यनेन व्यवहारतोऽपि शक्तिग्रहस्वीकारात् । श्रीधरस्वामिनोऽपि "सख्यं विश्वासादी"त्युक्त्वा आदिशब्देनाऽस्मदुक्तार्थमेव सञ्जगृहुः ।

૧૧ જેમ આપણા બે હાથ, આપણા શરીરનું, તેમ બે પાપણો, નેત્રનું, કયા વિના હિત કરેછે. તેમ જે કોઈ આપણા મિત્રનું અપ્રેરિત હિત કરેછે તેજ મિત્ર કહેવાય છે.

આ પ્રમાણે અનેક વાકયો પ્રમાણો દ્વારા સિદ્ધ છે જે, નવધાભક્તિપ્રતિપાદક શ્રવણં ઇત્યાદિ શ્લોકમાં સખ્ય શબ્દનો રાદ્ધાંતીત અર્થ 'અપ્રેરિત હિત કરવું' તેજ સર્વોત્તમ છે. વ્યાકરણ, ઉપમાન, કોષ, યથાર્થવક્તાવચન, તથા લોકપ્રસિદ્ધિ આ પાંચ પદાર્થોથી શબ્દાર્થનો નિર્ણય કરાય છે. તે બધાં, સખ્યશબ્દાર્થમાં અનુમત છે. વિશેષ સ્પષ્ટ માટે આપ્તવાકય, છે. "सख्यं विश्वासादि" શ્રીધર સ્વામિ, પોતાની ટીકામાં આજ્ઞા કરે છે.

"સખ્ય, દઢ વિશ્વાસાદિ ધર્મોને કહેછે." માટે અમોએ કહેલો અર્થજ ચોક્કસ છે.

१२. तदिह भगवन्मूर्तिं सेवमानेन क्रियमाणास्तत्तद्देशकालानुकूलोपचारास्तूलकञ्चुकचन्दनलेपनप्रभृतयो "माल्याद-

यितगन्धतुलस्या " इत्यादिवाक्यसिद्धास्तुलस्यादयश्च भगवतः प्रियरूपा बोध्याः । अप्रेरितत्वं तु विधायकवचनविषयत्वाभावः । तथा सति मन्त्रादिभिरेवोपचारा विधेया इत्याग्रहो न रक्षणीयः । तदुक्तं निबन्धे "मन्त्रमात्रपूजापरो न भवेदि"ति ।

૧૨ જ્યાં, જ્યાં, પ્રભુસેવા બિરાજમાન છે ત્યાં બધે ઠેકાણે, ઉનાળામાં પંખો કરવો, ચંદન ધરાવવું. શિયાળામાં સાલમપાક, સૂંઠપાક, રજાઇ, ગદ્દર, વિગેરે ઋતુ અનુસાર જે ઉપચારો કરવામાં આવેછે તે પણ સખ્ય ભક્તિ કહેવાય છે. કારણ જે આ સમગ્ર ઉપચારો પ્રભુને અત્યન્ત પ્રિય છે. જો કે આ ઉપચારો કરવામાં સદાચાર શિવાય અન્ય વેદાદિની આજ્ઞા નથી. તોપણ એકાદશસ્કંધના 'શ્રવણં' વિગેરે વાકયાનુસાર પ્રભુને બહુ પ્રિય હોવાથી સખ્યરૂપ કરાય છે. કોઈની પ્રેરણા શિવાય અત્યન્ત પ્રિય તથા હિતકારક ઉપચારો સમર્પણ કરવા તેજ "સખ્યભક્તિ" કહેવાય છે.

કોઈપણ શાસ્ત્રની આજ્ઞા ન હોય તે "અપ્રેરિત" કહેવાય છે. "मालया दयितगन्धतुलस्या" તુલસીજી પ્રભુને અત્યન્ત પ્રિય છે. માટે "મંત્રોથીજ પ્રભુની સેવા કરવી" આ આગ્રહ રાખવો ઠીક નથી. આથી નિબન્ધમાં શ્રીમદાચાર્યચરણોએ આજ્ઞા કરી છે. "मन्त्रमात्रपूजापरो न भवेत्" મંત્ર

માત્રથી પૂજા કરવામાં આગ્રહ ન કરવો. માટે ઉપરોકત અપ્રેરિત લક્ષણુ યોગ્ય છે.

१३. आत्मनो जीवस्य सपरिकस्य निवेदनं भगवत्सेवोपयोगिकरणमात्मनिवेदनम् । परिकरस्तु " दारान् सुतान् गृहान् प्राणान् यत्परस्मै निवेदनम् । एवं धर्मैर्मनुष्याणामुद्धवाऽऽत्मनिवेदिनामि" त्येकादशे भगवद्वाक्यात् देहादयो दारादयश्चाऽहन्ताममतास्पदभूताः । तत्सहितस्याऽऽत्मनो भगवत्सेवोपयोगिकरणं विवक्षितम् ।

૧૩ દેહ, પુત્ર, સ્રી, સમગ્ર પરિકર સહિત પોતાના આત્માને પ્રભુમાં અર્પણુ કરવો તે "આત્મનિવેદન" કહેવાય છે. આત્મનિવેદનથી પ્રભુને જીવ પ્રિય થાય છે. તેમ તેથીજ પ્રભુની સેવા કરવાનો અધિકાર મળે છે. " दारान् सुतान् " " एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् " વિગેરે નવયોગેશ્વરવાકયથી, તેમ શ્રીઉદ્ધવજી પ્રતિ શ્રીકૃષ્ણુચંદ્રના વાકયથી પણુ, સિદ્ધ થાય છે જે, ગૃહપુત્રાદિક જીવનો પરિકર છે. અતએવ સપરિકર આત્માને સમર્પણુ કરવાથી પ્રભુ સેવા કરવાનો અધિકાર મળે છે આ વાત ઠીક છે.

१४. तत्र "क्रीडार्थमात्मन इदं त्रिजगत्कृतं त" इति वाक्यान्निखिलप्रपञ्चस्य भगवदीयतायाः सिद्धत्वेन किं नाम निवेदनमिति भवति शङ्का ।

तत्राऽयं सिद्धान्तः । देहादेर्भगवदीयत्वेऽपि जीवस्य मायामोहितबुद्धित्वाद्देहादौ स्वकीयत्वाध्यासरूपो दोषो निवेदनप्रतिबन्धकः । तन्निवृत्तिरपेक्षिता । अष्टमस्कन्धे विन्ध्यावल्या "क्रीडार्थमात्मन इदं त्रिजगत्कृतं त" इत्यनेन क्रीडार्थं प्रपञ्चनिर्माणमुक्त्वा "स्वाम्यं तु तत्र कुधियोऽपर ईश कुर्युरि" त्यनेन मायोत्थमोहजन्यकुधीत्वप्रयुक्तं जीवानां देहादिविषयकस्वाम्याभिमानकरणमध्यासरूपमुक्तम् । अतोऽध्यासः परिहरणीयः । तथाच सिद्धमिदं लक्षणम् । स्वकीयत्वाध्यासनिवृत्तिपूर्वकभगवदीयत्वबुद्धिसम्पादनेन देहादीनां भगवत्सेवोपयोगिकरणमात्मनिवेदनम् ।

૧૪. મહાશય ? પ્રભુએ જ્યારે રમવા માટે આ સમગ્ર જગત્ બનાવ્યું છે. ત્યારે આ બધું પ્રભુનું થયું, તો પછી તેનું સમર્પણ શું ! જે વસ્તુ પ્રથમથીજ બીજાની છે તેનું નિવેદન કરવું તે એક મશ્કરી છે. ?

આના જવાબમાં કે શું કે યદ્યપિ આ બધું પ્રભુનું જ છે. તેમ ઘર, પુત્ર, સ્ત્રી, ધન, વિગેરે અહંતામમતાના પદાર્થો પણ ભગવદીયજ છે. તો પણ જીવની બુદ્ધિ ભગવન્માયાથી મોહિત થઇ છે. જેથી પ્રભુના પદાર્થોમાં જીવને—"આ મારા

છે" આવી ઉંધી બુદ્ધિ થઇ ગઇ છે. અને તે બુદ્ધિ, પ્રભુ-સેવામાં વિઘ્નકારક છે. માટેજ જીવને પ્રભુસેવા કરવાનો અધિકાર નથી. અત એવ તે ઉલટી બુદ્ધિને દુર કરવી. તે જીવ માત્રને અવશ્ય કરણીય છે. તેમાં પ્રમાણુ અષ્ટમ સ્કંધ-માં બલીરાજાનાં પત્ની, સતિ વિન્ધ્યાવલિએ કહ્યું છે. હે વામન પ્રભો! તમારી ક્રીડા માટે આ સમગ્ર જગત્ આપે બનાવ્યું છે. પરંતુ દુષ્ટજનો, આપની વસ્તુમાં "આ મારી છે" આવી ઉલટી મમતા રાખે છે.

માટે ખરેખર જીવની મતિ, ભગવન્માયાથી મોહિત થઇ ગઇ છે. તેમ તેથીજ સમગ્ર વસ્તુઓમાં પોતાપણું થઇ રહ્યું છે. બસ, તે એક અધ્યાસ છે. આમ કહ્યું છે. માટે તે અધ્યાસ-ને દુર કરવાની પણ ખાસ જીવને જરૂરી છે. પોતાને અહં-તા, મમતા કરાવનાર સ્ત્રી પુત્રાદિ છે. પરંતુ તે બધાંનો પ્રભુ-માં નિયોગ કરવામાં આવે, તો પૂર્વોક્ત અવિદ્યાધ્યાસ, ધીરે ધીરે નિવૃત્ત થઇ જાય છે. અને તે જવાથી, પ્રભુ સેવા કર-વાનો હક્ક જીવને પાછો મળે છે. માટે સમગ્ર પ્રભુના પદા-ર્થોમાં "આ મારા છે" આવી બુદ્ધિને હટાવીને, આ સમગ્ર પ્રભુનાજ છે એમ મનમાં રાખી, દેહ, સ્ત્રી, પુત્રાદિને પ્રભુ સેવા લાયક બનાવવાં. તે પણ "આત્મનિવેદન" કહેવાય છે.

**૧૫ एवं नवविधा भक्तिः प्रेमात्मकभक्तिसिद्ध्यै कर्त्तव्या । प्रेमलक्षणाया भक्तेः फलरूपत्वात् । " राद्धं निःश्रेयसं पुंसां**

मत्प्रीतिस्तत्त्वविन्मतामि" ति "अतो मयि रतिं कुर्याद्देहादिर्य-स्कृते प्रिय" इति भगवद्वाक्यात् । द्वितीयस्कन्धे "भगवान् ब्रह्म कार्त्स्न्येन त्रिरन्वीक्ष्य मनीषया । तदध्यवस्यत्कूटस्थो रतिरात्मन् यतो भवेदि" ति "निर्णितत्वात् ।" "प्रेमसेवात एव स्याद्विशिष्टव्याक्तिरुत्त मे" ति निबन्धवाक्याच्च

૧૫. આ પ્રમાણે ઉપરોક્ત નવધા ભક્તિ કરવાથી પ્રભુમાં પ્રેમ થઇ શકે છે. માટેજ જીવને અવશ્ય કરણીય છે. કારણ કે આ નવધા ભક્તિનું ફલ, પ્રેમલક્ષણાભક્તિ છે, તેમાં પ્રભુની આજ્ઞા છે. "મારે વિષે પ્રેમ થવાથી જીવ-ને મોક્ષ મળે છે. આમ પંડિતો જાણે છે" દેહાદિ પદાર્થો, પ્રભુથીજ સારા લાગે છે આથી પ્રભુમાં સદા પ્રેમ કરે.

દ્વિતીય સ્કંધમાં કહ્યું છે. "બ્રહ્માજીએ પોતાની ઋતં ભરા નામની બુદ્ધિથી સમગ્ર વેદનો ત્રણ વખત વિચાર કરી દૃઢ કર્યું કે, પ્રભુમાં પ્રેમ થવો. તે સમગ્ર શાસ્ત્રનો સાર છે. અત એવ નિબન્ધમાં પણ શ્રીમદાચાર્યચરણોએ આજ્ઞા કરી છે. "**પ્રેમ લક્ષણા ભક્તિથીજ પ્રભુનો સાક્ષાત્કાર થઇ શકે છે**"

૧૬ एवं सिद्धे प्रेमलक्षणायाः फलत्वे केन साधनेन सा स्यादित्याकाङ्क्षायां पूर्वोक्तनवविधभक्त्या सा सिद्ध्यतीत्य-

वधेयम्। "भक्त्या सञ्जातया भक्त्या उद्धवाऽऽत्मनिवेदिनाम्। मयि सञ्जायते भक्तिरि" त्यादिवाक्यात्। उक्तं च निबन्धे "प्रेम च साधनम्। तत्साधनं नवविधा भक्तिरि" ति।

૧૬. એવી રીતે સમગ્ર શાસ્ત્રમાં આ સિદ્ધ છે. પ્રભુમાં પ્રેમ થવો તે ફલ છે. પરંતુ તે ફલ, કયા સાધનથી મળે? તો તેના જવાબમાં પ્રભુ પ્રેમરૂપ ફલનું સાધન, કેવલ નવધા ભક્તિ છે. "भक्तया संजातया भक्तया" "उद्धवात्मनिवेदिनाम्" "मयि संजायते भक्तिः" વિગેરે વાક્યોથી પ્રેમના સાધનમાં કેવલ ભક્તિનેજ કહી છે. તેમ નિબન્ધમાં પણ શ્રીમહાચાર્ય-ચરણોએ આજ્ઞા કરી છે. "પ્રેમ, પ્રભુના સાક્ષાત્કાર થ-વાનું સાધન છે" અને "તે પ્રેમનું સાધન નવધા ભકિત છે."

१७ अन्यत्राऽपि "श्रीवल्लभाचार्यमते फलं तत्प्राकट्य-मत्राऽव्यभिचारिहेतुः। प्रेमैव तस्मिन्नवधोक्तभक्तिस्तत्रोपयो-गोऽखिलसाधनानामि" ति।

૧૭ તેમ બીજા પંડિતો પણ એજ કહે છે. "શ્રી-વલ્લભાચાર્યના મતમાં ફલ, કેવલ પ્રભુનો સાક્ષા-ત્કારછે" પુરુષોત્તમપ્રાપ્તિ થવામાં અસાધારણ સાધન, અનન્ય પ્રેમ છે. તે પ્રેમનું સાધન નવધા ભક્તિ છે. તેમ

તે નવધા ભક્તિમાંજ જો વર્ણાશ્રમ ધર્મોનો ઉપયોગ હોય તો તે સર્વશ્રેષ્ઠ છે.

१८ अत एव श्रीवल्लभाचार्यमतानुवर्त्तिभिरियं नवधा भक्तिरनुष्ठीयते । तथाहि । श्रीभागवतश्रीमदाचार्योदितसुबोधिन्यादि भगवन्नाम च श्रूयते । श्रीभागवतभगवद्गीताभगवदीयविरचितसंस्कृतप्राकृतस्तोत्रादि पठ्यते । शरणसमर्पणमन्त्रभगवन्नामानि चाऽऽवर्त्यन्ते । तत्कीर्तनरूपम् । बृहद्वनवृन्दावनाद्यधिकरणकलीलाविशिष्टः श्रीकृष्णो जपसमयादिषु स्मर्यते । भगवन्मन्दिरमार्जनवस्त्रप्रक्षालनादिकं च पादसेवनरूपा भक्तिः । पञ्चामृतस्नानाधिवासनसङ्कल्पदेवोत्थापनमंत्रादि नैमित्तिकं धूपदीपशङ्खोदकादिकं प्रात्यहिकं चाऽर्चनरूपा भक्तिः । इयं न पूजामार्गीया पूजा । भक्तिप्रकरणे पठितत्वात् । "भक्तियोगं स लभत एवं यः पूजयेत मामि"-त्यादिवाक्यैः पूजाभक्त्योः पृथक्त्वावगमात् । वन्दनं तु दैन्यरूपं स्पष्टम् । भगवदुपभुक्तशिष्टान्नवासस्स्रग्गन्धैकोपजीवितानन्यगामित्वरूपं दास्यम् । "त्वयोपभुक्तस्रग्गन्धवासोलङ्कारचर्चिताः ; उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेम ही" ति वाक्ये दासधर्मतया तदुपभुक्तान्नादिग्रहणस्योक्तत्वात् ।

૧૮. અત એવ શ્રીવલ્લભાચાર્યમતાનુવર્તિ વૈષ્ણવોને ત્યાં સર્વત્ર નવધા ભક્તિ કરાય છે. સેવાથી નિવૃત્તિના વખતમાં શ્રીસુબોધિની, ભગવન્નામ શ્રવણ કરાય છે. આ " શ્રવણ-ભક્તિ " છે. સેવાને વખતે, અથવા તેથી છુટા થયા બાદ શ્રીભાગવત, શ્રીગીતોપનિષત્, ભક્તકૃતસ્તોત્રાદિ, તથા કીર્ત્તનાદિ થાય છે. નિત્યનિયમના વખતે ;શરણમન્ત્ર, સમર્પણ-મન્ત્ર. વિગેરે સદાચારાનુસાર બોલાય છે. આ સમગ્ર "કીર્ત્તનભક્તિ" છે.

જપની વખતે, મહાવનવૃન્દાવન, લીલાસ્થલોમાં ભગવત્કૃતલીલાઓ, તથા પ્રભુનું સ્મરણ થાય છે. તે " સ્મરણ ભક્તિ " કહેવાય છે.

ભગવન્મંદિરમાં, સોહિનીથી લઇ અન્નકૂટ પર્યન્ત, વસ્ત્રોને ધોવાં, પીછવાઇ વિગેરે રંગવાં, ણુહારી કાઢવી, તથા મંગલાના દર્શનથી લઈ સેન સુધી જે સેવા થાય છે આ " પાદસેવન ભક્તિ " છે. પંચામૃતસ્નાન, અધિવાસન, સંકલ્પ, દેવોત્થાપન, તેમ તે, તે મંત્રોનું કેવું આ ઉત્સવોમાં થાય છે. ધુપ, દિપ, શંખનું જલ, વિગેરે ઉપચારો નિત્ય થાય છે. તેમ આ " અર્ચનભક્તિ " છે. આ સમગ્ર સેવા, ભક્તિ-પ્રકરણમાં કહેલી છે. કારણ કે એકાદશસ્કંધમાં પ્રભુએ આજ્ઞા કરી છે " જે આ પ્રકારે મારી ભક્તિ કરે છે તેને ભક્તિ-યોગ મળે છે. " તો પૂજા, તથા સેવા, આ બન્નેનો સ્પષ્ટ

ભેદ દેખાઇ રહે છે. પ્રભુમાં દીનભાવ રાખવો તેજ "વન્દન" કહેવાય છે.

પુષ્ટિમાર્ગમાં આ બધી વાત સર્વત્ર સ્પષ્ટ છે. મહાપ્રસાદ લેવો. પ્રસાદી વસ્ત્રો ધારણ કરવાં, તિલકાદિ, સદાચારાનુમતજ તિલક કરવું, અન્યાશ્રય ન કરવો, આ સમગ્ર અનન્યગામિરુપ " દાસ્ય ભક્તિ " છે. " त्वयोपभुक्तस्रग्गंध " આ એકાદશસ્કંધના વાકયમાં પ્રભુએ આજ્ઞા કરી છે.

" પ્રભુપ્રસાદી વસ્ત્રાદિને ધારણ કરવાં, તેજ સદાચારાનુમત દાસ્યભકિત કહેવાય છે "

१९ दिवा रात्रौ तत्तत्कालोचिततूलकञ्चुकचन्दनलेपनाद्यर्पणं प्रातरारभ्योत्तमपक्वान्नपयोदधिमाहिषपयःशरसन्धाननवनीतादिविचित्रनैवेद्यनिवेदनं सख्यरूपा भक्तिरिति ज्ञेयम् ।

इयं च पुष्टिमार्गीयैर्बहुधा सदैवाऽनुष्ठीयते । अस्यां हि वैधमन्त्रन्यासविधायकवाक्यनियमाभावः । एतदभिसन्धायैवोक्तं भगवता "यद्यदिष्टतमं लोके यच्चाऽतिप्रियमात्मनः । तत्तन्निवेदयेन्मह्यं तदानन्त्याय कल्पते " इति ।

इह यद्यदिति सामान्यनिर्देशाच्च प्रातिस्विकरूपेण नोदनापेक्षा । किन्तूत्तममनिषिद्धं भोग्यं पयोदध्यादि परिधेयमम्बरादि लेप्यं चन्दनादि च यथादेशं यथाकालं भगवते समर्पणीयमित्युपदेशः । तथा सति प्रातिस्विकरूपेण विध्यलाभेऽपि सामान्यविधिना क्रोडीकारान्नाऽविहितत्वदोषः ।

इष्टतममिति तमब्ग्रहणेनाऽनिष्टासम्भिन्नमिष्टमादेयम् । अनिष्टासम्भिन्नत्वं तु लोकवेदाद्यगर्हितत्वम् । अत एव लोके सुस्वादुत्वेन प्रशस्तस्याऽपि कलिङ्गस्य नाऽर्पणम् । " न कलिङ्गं भक्षयेदि " ति निषेधेनेष्टतमत्वप्रतिरोधात् । वृन्ताकादेर्निषिद्धत्वेऽपि व्यवस्थापकवचनान्तरेणाऽनिषिद्धत्वाल्लोकेऽपि स्वादिष्टत्वेनाऽभ्यर्हितत्त्वान्निवेदनम् । मूलकादेर्व्यवस्थापकवाक्यान्तरेण वृन्ताकसमकक्षत्वेऽपि न भगवदर्पणम् । दुरुद्गारत्वादिना लोके गर्हितत्वात् ।

१९ પ્રભુને શિયાળામાં દિવસે ગદર ધરાવવી, તથા રાત્રિમાં રજાઇ ધરાવવી, ઉનાળામાં ચન્દન, ગુલાબજલ, વિગેરે અર્પણ કરવાં, તેમ પ્રાતઃકાલથી લઇ શયન સુધી સમય સમયપર ઋત્વનુસાર સતવો, ઉત્તમપકવાન, દુધ, દહીં, સંધાણાં, માખણ, મિશ્રી, વિગેરે પ્રભુ ભોગમાંઅર્પવાં. આ

સમગ્ર "સખ્યભક્તિ" છે. "અપ્રેરિત હિત કરવું" તે પણ સખ્યભક્તિ છે. માટે સેવા કરતી વખતે, તથા ચન્દનાદિ સમર્પણ કરતી વખતે કોઇ મન્ત્રાદિ બોલવાની આવશ્યક્તા રહેતી નથી. આ વાતને પ્રભુ શ્રીકૃષ્ણચંદ્રે એકાદશસ્કંધમાં સ્વયં કહી છે.

" यद्यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः
तत्तन्निवेदयेन्मह्यं तदानन्त्याय कल्पते "

" જે વસ્તુઓ, લોકવેદથી નિન્દિત ન હોય, તેમ જે પોતાને પ્રિય હોય, તે બધી દુધ, દહીં વસ્ત્રાદિ સમયપર મને અર્પણ કરે " આ શ્લોકમાં " यत् यत् लोके " વિગેરે પદોથી એમ જણાય છે કે, સખ્યભક્તિમાં કોઇપણ વિધિની આવશ્યક્તા નથી. કેવલ લોકપ્રિય, તથા ઉત્તમ પદાર્થોને સમર્પવા તેજ જ્ઞેય છે. માટે શું કરવું. તેમ શું અર્પવું. વિગેરે ભિન્ન ન કેતાં તે તે પદોથી બધી વસ્તુઓનો સમાવેશ કરી દીધો છે.

" इष्टतमम् " આપદથી લોક વેદથી અનિન્દિત સામગ્રી-જ પ્રભુને અર્પણ કરવી તે જાણવાનું છે માટેજ લોકપ્રિય તરબૂજ પ્રભુને અર્પણ થતું નથી. કારણ કે " न कलञ्जं भक्षयेत् " આપદથી વેદમાં તેનો નિષેધ કહ્યો છે. જો કે રીંગણાનો પણ નિષેધ છે. તથાપિ वृन्ताकं श्वेतवृन्ताकं ' આ

વાકયથી કેવલ સફેત રીંગણાંનો નિષેધ જાણવો. પરંતુ શ્યામ રીંગણાં તો પ્રભુમાં અર્પવાં. તેવી રીતે જો કે મૂળાનો શાસ્ત્રમાં નિષેધ નથી. તથાપિ તે ખાવાથી ખરાબ ઓટકાર આવે છે. માટે પ્રભુ ભોગમાં સમર્પણ કરાતા નથી.

२०. तदेवं लोकवेदादूषितमुत्तमं भगवते समर्पणीयमिति सिद्धम् । तथोक्तं निबन्धे—"यद्यदिष्टतमं लोके यच्चाऽतिप्रियमात्मनः । येन स्यान्निर्वृतिश्चित्ते तत्कृष्णे साधयेद्ध्रुवमि"ति अतो यल्लोकवेदाद्यगर्हितं लोकेष्टं यच्च शास्त्रद्वारा भगवत्प्रियत्वेनाऽवगतं तत्कृष्णायाऽर्पणीयमिति सख्यभक्तिस्वरूपमवधेयम् ।

૨૦. માટે હવે ઉપરોકત સિધ્ધાન્ત સુદૃઢ થયો જે લોકવેદથી અનિન્દિત વસ્તુનેજ પ્રભુમાં અર્પણ કરે. તેથી નિબન્ધમાં શ્રીમહાચાર્યચરણોની પણ આજ આજ્ઞા છે.

" यद्यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः
येन स्यान्निर्वृत्तिश्चित्ते तत्कृष्णे साधयेद्ध्रुवम् "

" જે વસ્તુ લોકવેદ સમંત હોય, તથા જે પોતાને પ્રિય હોય, તેમ જે શાસ્ત્રોકત હોય, તે સમગ્ર વસ્તુઓ પ્રભુ ભોગમાં અર્પણીય છે." તેમ આ પણ "સખ્ય ભકિત" કહેવાય છે.

२१. तथोक्तं सुबोधिन्याम्—"हरिण्योऽप्सरसो गाव" इति सन्दर्भे मेघभावनिरूपणे—" उत्कर्षश्चाऽपि वैराग्ये हरेरपि हरिर्यदि । भक्त्या च तादृशत्वं च सा सेवा सेवकोचिते" ति ।

अर्थस्तु—हरेः सर्वदुःखहर्तुरपि यदि हरिः सर्वदुःखहर्ता स्यात्तदा तस्मिन्पुरुषे वैराग्योत्कर्षो ज्ञेयः । यत इदं वैराग्यकार्यम् । मोक्षान्तफलेषु रागाभावे प्रभुसुखैकाकांक्षायामेतादृग्भावोदयात् । स भावः कथं स्यादित्याकांक्षायामाहुः—भक्त्या चेत्यादि । स्नेहेन तादृशत्वं भगवद्दुःखहर्तृत्वस्वभावः स्यादित्यर्थः । उपदिशन्ति—सा सेवेत्यादि । सा मेघकर्तृका सेवा भगवद्दुःखहरणरूपा सेवकस्य पुष्टिस्थस्य उचिता कर्तव्येत्यर्थः । इयं च सख्यरूपा । " सख्युर्व्यधात्स्ववपुषाऽम्बुद आतपत्रमि " ति वाक्यात् ।

२१ " हरिण्योऽप्सरसो गावः " આ વાકયમાં મેઘની' ભક્તિ વર્ણન કરતી વખતે શ્રીમહાચાર્યચરણોએ આજ્ઞા કરી છે.

---

१ " हृष्टाऽतपे व्रजपशून् " આ શ્લોકની સુબોધિનીમાં

उत्कर्षश्चापि वैराग्ये हरेरपि हरिर्यदि
भक्त्या च तादृशत्वञ्च सा सेवा सेवकोचिता "

જે સેવક, પોતાના આત્માથી પણ, પ્રેમથી, સર્વ સુખકર-પ્રભુની સેવા કરે છે. તેનું સર્વત્ર વૈરાગ્ય છે. પ્રભુમાં સ્નેહ હોય, અન્યત્ર કોઈ પદાર્થમાં ચિત્ત ન હોય, તો તે વખતે થોડું પણ પ્રભુનું દુઃખ, તે ભકતથી સહન થઇ શકતું નથી. માટે સર્વત્ર પ્રભુના દુઃખને નાશ કરતો તે ભકત પૃથ્વીમાં ફરે છે. આ સ્થલે સમજવાનું એ છે જે, આવા સેવકોમાંજ ખરૂં વૈરાગ્ય છે તેમ તે, દૃઢ સ્નેહ થવાથીજ થાય છે. જેમ વૃન્દાવનમાં ગાયોને ચારતા પ્રભુના આતપરૂપ દુઃખને મેઘે, વિના પ્રેરણા, પોતાના વિશાલદેહથી દુર કર્યું. તેમ પ્રભુના અણુમાત્ર દુઃખ નિવારક જે ભકતો પ્રભુ સેવા કરે છે, તેજ યોગ્ય છે. અને આ સિદ્ધાન્ત પણ સર્વ્વ ભકિત સંમત, તથા સર્વોત્તમ છે.

તેવી રીતે દશમસ્કંધમાં પણ આ વાકયની પરિપુષ્ટિ સારી રીતે કરી છે.

" सख्युर्व्यधात् स्ववपुषाम्बुद आतपत्रम् "

२२. तथापि सर्ववस्तूनां लोकवेदाद्यगर्हितत्वं प्रभुप्रियत्वं चाऽऽकलयितुमशक्यमतो मार्गप्रवर्त्तकाचार्यतत्तनुजपद्धत्या

भगवान् सेवितव्यः । "आचार्यचैत्यवपुषा स्वगतिं व्यनक्ती"त्येकादशवाक्यात् । साधूनां समयश्चाऽपि प्रमाणं वेदवद्भवेदि"ति । साधवो हि स्वयं कृतार्थीभूय परान् कृतार्थयंति । तदुक्तं दशमस्कन्धे गर्भस्तुतौ—"स्वयं समुत्तीर्य सुदुस्तरं द्युमन् भवार्णवं भीममदभ्रसौहृदाः । भवत्पदाम्भोरुहनावमत्र ते निधाय याताः सदनुग्रहो भवानि" ति । इह सदनुग्रहो भवानित्यनेन भगवतः सत्पुरुषविषयकानुग्रहवत्त्वात्तदुक्तपथा (?) प्रचरतः प्रभुः कृतार्थयतीत्यर्थः सिद्ध्यति । अतः पूर्वोक्तं सुस्थम् ।

૨૨ આ પ્રમાણે સમગ્ર શાસ્ત્રોમાં લોકવેદ સંમતજ સામગ્રી ધરાવવાનો ઉપદેશ કહ્યો છે, તથાપિ મન્દ મધ્યમાધિકારીઓને સદા સંદેહ રહે છે જે કઇ વસ્તુ પ્રિય, તથા કઇ અપ્રિય, તેથી માર્ગપ્રવર્ત્તક મૂલાચાર્યચરણોએ એક સેવાની રીતિ બનાવી રાખી છે. માટે તે રીત્યનુસાર સેવા કરવી સર્વોત્તમ છે. લોકોદ્ધાર કાર્ય સારૂ પ્રભુ, આચાર્યરૂપથી પૃથ્વી ઉપર પધારે છે.

ત્યારબાદ જીવોને, સદુપદેશ, તથા આચરણોદ્વારા કલ્યાણપથપર ચડાવે છે માટે શાસ્ત્રમાં કહ્યું છે " સત્પુરૂષોની

વચનમર્યાદા, તથા આચરણમર્યાદા વેદ માફક પ્રમાણ છે."

" आचार्य चैत्य वपुषा स्वगतिं व्यनक्ति
साधूनां समयश्चापि प्रमाणं वेदवद्भवेत् " ॥

સત્પુરૂષો દયાળુ હોય છે. તે પોતે કૃતાર્થ થઇ સ્વમાર્ગદ્વારા જીવોને પણ કૃતાર્થ કરે છે. સંસાર, દુસ્તર સમુદ્ર છે. તે ઉતરવા માટે સન્માર્ગ, વહાણ છે. તેમ સ્વયં શ્રીમદાચાર્યચરણો, ખલાસીરૂપ છે. જો પોતે પાર ઉતરી જાય તો સન્માર્ગરૂપ નૌકાને અહીંજ છોડી પધારે છે કે જે દ્વારા, અનેક જીવો દુસ્તર સંસારને તરી જાય છે. માટે ગર્ભસ્તુતિમાં બ્રહ્માદિ દેવતાઓએ આજ કહ્યું છે.

" स्वयं समुत्तीर्य सुदुस्तरं द्युमन्
भवार्णवं भीममदभ्रसौहृदाः ॥
भवत्पदाम्भोरुहनावमत्र ते
निधाय याताः सदनुग्रहो भवान् ॥

હે પ્રભો ! સંસાર દુસ્તર છે, તેમ ભયંકર છે, તથાપિ આચાર્ય ઘણા દયાળુ છે જેથી આને તરવા માટે, પોતાની ચરણસેવારૂપ વહાણને અત્રે સ્થાપિત કરી ગયા છે, તેમ આ સ્પષ્ટ છે જે આપ, ગરીબજીવોનો સત્પુરૂષોદ્વારાજ

અનુગ્રહ કરે છે. માટે તેના બતાવેલ સન્માર્ગથી જે ચાલે છે તેજ કૃતાર્થ થાય છે.

२३ एतत्मेवासरणौ मन्दिरमार्जनवस्त्रप्रक्षालनादयः पादसेवनरूपाः । पञ्चामृताद्युपचारा अर्चनभक्त्यात्मकाः स्नेहविलक्षणाः । तथा विचित्रवासोलङ्कारनैवेद्यार्पणादयः सख्यभक्त्यात्मकाः । एतद्भक्तित्रयबहुला सेवनरीतिरिति दिक् ।

देहेन्द्रियान्तःकरणानि स्त्रीपुत्रगृहाप्तवित्तानि प्रभुसेवैकोपयोगीनि क्रियन्ते तन्निवेदनरूपा नवमी भक्तिः ।

૨૩ આ ખાસ ધ્યાનમાં રાખવાનું છે જે પુષ્ટિમાર્ગમાં 'મન્દિરમાર્જન, તથા વસ્ત્રપ્રક્ષાલન, વિગેરે સેવા "પાદસેવન ભક્તિ" છે.

પંચામૃતસ્નાન, સંકલ્પ, અધિવાસન, વિગેરે સ્નેહાનુકૂલ ઉપચારો, "અર્ચનભક્તિ" છે. રંગબેરંગ વસ્ત્રો, આભૂષણો, યથેષ્ટભોગાદિ આ બધી "સખ્યભક્તિ" છે.

બસ, મુખ્ય,' આ ત્રણ પ્રકારની સેવામાંજ સમગ્રસેવાનો સમાવેશ થઇ શકે છે.

દેહ, ઇન્દ્રિય, અન્તઃકરણ, સ્ત્રી, પુત્ર, ઘર, મિત્ર, ધન વિગેરેને પ્રભુમાં અર્પણ કરવાં. અર્થાત્ બ્રહ્મસંબંધ લેવું. તે "આત્મનિવેદનરૂપ" નવમી ભક્તિ છે.

२४ तथोक्तमेकादशस्कन्धे योगीश्वरप्रसङ्गे कविना—
"कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्याऽऽत्मना वाऽनुसृतस्वभावात् । करोति यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् ।"

अस्याऽर्थस्तु प्रभुचरणैर्व्याख्यातः । बोधसौकर्याय तदनुसारेणेहाऽपि लिख्यते । कायादिकृतं पूजानामग्रहणस्मरणादि फलान्तरापेक्षाराहित्येन भगवदर्थं चेद्विनियुक्तं तदा स भागवतो धर्मः । तत्र न केवलं विहितमेव कायादिकृतं भगवत्यर्पितं सत् भगवद्धर्मः । किन्त्वनुसृतस्वभावात्साहजिकप्रकृतेः कृतं लौकिकमपि भगवदर्पितं सत् भगवद्धर्मो भवतीत्यर्थः । इन्द्रियत्वाविशेषेऽपि वाङ्मनसोर्विशिष्टकार्यमादाय पृथग्ग्रहणम् । नारायणायेति निमित्ते चतुर्थी । अनुसृतस्वभावात्कायादिना यत्करोति विधिबलाच्च यत्करोति तत्सर्वं नारायणाय समर्पयेत् । नारायणार्थमनिषिद्धं स्वाभाविकं वैधं च कुर्यादित्यर्थः ।

तथा सति ब्राह्ममुहूर्त्तमारभ्य वैधक्रियालौकिकक्रिये भगवदुपयोगिबुद्ध्यैव कार्ये । एवं सत्युपरुद्धेन पूजादिकरणे-

ऽपचारः स्यादिति तन्निवृत्तये मूत्राद्युत्सर्गो न तु शरीरनिर्ब-न्धाभावमुद्दिश्य । पाकाद्युपयोगित्वागादिव्यापारोऽपि पाका-देर्भगवद्भोगसाधकत्वेन । यथाऽन्यानि पूजोपकरणानि रक्ष्य-न्ते तथा स्वदेहस्याऽपि परिचर्यासाधकत्वेन रक्षा । स्त्रीपुत्रा-देरपि सेवासाधनतया पोषणं न तु रागेण । परिचर्यानुपयु-क्तपितृमात्रादेः पोषणं पापापकीर्त्तिभयजनितप्रभुसेवाशैथि-ल्याभावाय । एवं निद्राऽपि तदभावकृतशरीरालस्यरूपपूजा-प्रतिबन्धनिवृत्तये न तु सुखार्थमित्याद्यूह्यम् ।

अनयैव रीत्या सर्वं लौकिकव्यवहारजातं भगवत्पर्य-वसितं कर्त्तव्यम् । स भागवतो धर्मो भवतीति श्लोकार्थः फलितः ।

२४ "कायेन वाचा मनसेंद्रियैर्वा
बुद्ध्यात्मना वाऽनुसृतस्वभावात् ॥
करोति यद्यत्सकलं परस्मै
नारायणायेति समर्पयेत्तत् ॥

"शरीर, मन, वचन, बुद्धि, આત્મા અને ચલાય-માન સ્વભાવથી જે કંઇ જીવ કરે તે બધું પ્રભુને અર્પણ કરે".

કોઇપણ ફલની આકાંક્ષા ન રાખી, શરીરાદિથી જે પૂજા, નામસ્મરણ, કરાય તો તે " **ભાગવતધર્મ** " કહેવાય છે.

કર્મ બે પ્રકારનાં છે. વિહિત, તથા અવિહિત, શાસ્ત્રોક્ત વિહિત કહેવાય છે. તથા જે શરીરાદિથી પ્રભુપ્રિય કરાય છે. તે અવિહિત કહેવાય છે. " **अनुसृत स्वभावात्** " આપદથી એમપણ જણાય છે. જે, પોતાની પ્રકૃતિ અનુસાર ભોજન, પાણિગ્રહણ વિગેરે કરાય છે. તેને પણ જો પ્રભુમાં અર્પણ કરે, તો તે પણ " ભાગવતધર્મ " કહેવાય છે.

" **नारायणाय** " આ પદથી એટલું જણાય છે જે સમગ્ર પ્રભુ માટેજ કરવું.

હવે સમગ્ર શ્લોકનો અર્થ, " પોતાની પ્રકૃતિને આધીન થઇ, જે ભોજનાદિ કરવામાં આવે છે. તથા શાસ્ત્રની આજ્ઞાને આધીન થઇ, જે સંધ્યાવન્દનાદિ કરવામાં આવે છે. આ સમગ્ર પ્રભુ શ્રીનારાયણને માટેજ અર્પણ કરે. અર્થાત્ સ્વભાવથી, તથા શાસ્ત્રથી, જે કર્મો અનિષિદ્ધ કરે તે બધાં પ્રભુવાસ્તે કરે. પોતાને માટે ન કરે.

કહેવાનું એ છે જે, " રાત્રીના છેલ્લા પોરથી એટલે ચાર વાગાથી લઇ, સાંજના દશ વાગા સુધી, જે શાસ્ત્રોક્ત

ક્રિયા કરવામાં આવેછે, તે બધી ભગવત્સેવોપયોગી છે એમ સમજીનેજ કરે.”

તે પ્રમાણે મલમૂત્રોત્સર્ગ પણ પ્રભુના અપરાધ થવાના ભયથીજ કરે. પોતાના સુખ માટે ન કરે.

જોકે ભોગાદિ સામગ્રી સિદ્ધ કરવામાં સેવકો સાથે બોલચાલ કરવી પડે છે. તથાપિ તેમાં જો ન બોલાય, તો સામગ્રી સિદ્ધ નહીં થશે. તેમ જાણીને પ્રભુ સેવા કરે.

તેવી રીતે પ્રભુ ભકતોની પણ રક્ષા, પોષણ વિગેરે સેવોપયોગી જાણી કરે. પોતાના કાર્ય સારુ તેની રક્ષા ન કરે. જો માતા, પિતા, વિગેરે સેવાના કામમાં ન આવી શકતાં હોય તો તેની પણ રક્ષા કરે, તથા તેની આજ્ઞાને શિરસા માન્ય કરે, કારણકે તેના અપમાનથી આ લોકમાં અપયશ, તથા પરલોકમાં દુઃખ થાયછે. પરંતુ તેથી એમ ન થાય કે, પ્રભુસેવામાં કોઇ જાતની શિથિલતા, અથવા ઉદાસીપણું થઇ જાય, બસ, આ રસ્તાથીજ ભગવત્સેવા કરે.

તે પ્રમાણે નિદ્રા પણ. પ્રભુના અપરાધના ભયથી જ કરે. કારણ જે હું નહીં સુઉં તો આલસ્ય આવશે. તો પછી ભગવત્સેવામાં વિઘ્ન થશે. માટે કોઇપણ રીતીથી પ્રભુનો અ-પરાધ ન થઇ શકે તેમ પ્રભુ સેવા કરે.

તેમજ લૌકિક વૈદિક વ્યવહાર પણ પ્રભુમાંજ અર્પણ કરે. ત્યારે તે લૌકિક વૈદિક કર્મો પણ "**ભાગવત ધર્મ**" કહેવાય છે.

**२५ अत एव भगवतोक्तम् "यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् । यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणमि" ति । इह यत्करोषि यदश्नासीत्यनेन सामान्यग्रहणादुपलक्षणविधया लौकिकक्रियाणां सर्वासां ग्रहणम् । यज्जुहोषीत्यादिनावैधक्रियामात्रस्य । तथाच लौकिकवैदिकक्रियामात्रं मदर्पणं यथा स्यात्तथा कुरुष्वेति भगवदभिप्रायः ।**

**प्रभ्वर्पणं तु पूर्वोक्तरीत्यैव भवतीति ज्ञेयम् । अयमेव निवेदनपदार्थः । अत इयं निवेदनरूपा भक्तिः परमभाग्यभाजां श्रीकृष्णानुग्रहविशेषवतामेव सिद्ध्यतीति सहृदयैर्विभावनीयम् ।**

**२५ " यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्**
**यत्तपस्यसि कौन्तेय ! तत्कुरुष्व मदर्पणम् " ॥**

હે અર્જુન? જે તું કરેછે, જે ભોજન કરેછે, જે તપ કરેછે, જે હોમ કરેછે, તે બધું મને અર્પણ કર. અહીં "**करोषि**" "**अश्नासि**" આ બન્ને ક્રિયાપદોથી સમગ્ર

લૌકિક ક્રિયાઓ ગ્રહણ કરી છે. " जुहोषि " વિગેરે ક્રિયાઓથી શાસ્ત્રોક્ત વૈદિક ક્રિયાઓ ગ્રહણ કરી છે. શ્લોકમાં સમજવાનું એ છે. મારો ભક્ત, એવી રીતે વૈદિક, લૌકિક કર્મો કરે, કે જે મને અર્પણ થાય. કારણ કે કર્મ સમર્પણ કરવાની મતલબ આજ છે. તેમ તે જ " निवेदन " કહેવાય છે જે મહાપુરુષ વૈષ્ણવો ઉપર પ્રભુ કૃપા થાય છે. તેનેજ આ " નિવેદન ભક્તિ " સિદ્ધ થઇ શકે છે.

२६ तथाच सिद्धमेतत् कोविदैर्भगवदङ्गीकृतैर्निरन्तरमाचरणीया भगवद्भक्तिः । " तं ध्यायेत्तं भजेदि" ति "परं ब्रह्मैतद्यो ध्यायति रसति भजति सोऽमृतो भवती " त्यादिश्रुतेः । "भक्त्याऽहमेकया ग्राह्य" इत्येकादशवाक्यात् । "अहं भक्तपराधीन" इत्यारभ्य "वशे कुर्वन्ति मां भक्त्येति" नवमस्कन्धे भगवद्वाक्याच्च । "भजतां मुकुन्दो मुक्तिं ददाति कर्हिचित् स्म न भक्तियोगमि" त्यादिवचस्सहस्रैर्मोक्षाधिकत्वाच्चेत्यलं विस्तरेण ।

इति श्रीगोवर्धनधरश्रीवल्लभाधीशश्रीविट्ठलेश्वरचरणानुचरसेवकेन श्रीलाल्लुभट्टोपनामकदीक्षितश्रीबालकृष्णभट्टेन विरचितायां सेवाकौमुद्यां प्रथमं प्रकरणम् ॥ १ ॥

૨૬ આટલા સુધી કેવાનું એ થયું જે ડાહ્યા પુરુષે, અર્થાત્ પ્રભુનો જે છે. તથા નિવેદન યુક્ત વૈષ્ણવોને આ નવધાભકિત અવશ્ય કર્ત્તવ્ય છે. શ્રુતિ પણ તે વાતનેજ કહે છે. " तं [1]ध्यायेत्तं ,, परंब्रह्मैतद्यो ध्यायति रसति भजति सोऽमृतो भवति "

" भक्त्याऽहमेकया ग्राह्य " अहं भक्तपराधीन: " वशे कुर्वन्ति मां भक्त्या " વિગેરે હજારો વાકયોથી કેવલ પ્રભુ સેવાનેજ સર્વોત્તમ બતાવેલી છે. તેમ બીજું પણ, વધારે તો શું કહું પરંતુ પ્રભુ ભજન કરનારાઓને ભગવાન મુક્તિ આપે છે. પણ ભક્તિ, આપતા નથી. તો પછી જીવોને મોક્ષથી પણ ઉત્તમ પુરુષાર્થ છે તો કેવલ " ભક્તિયોગજ " છે.

## આ પ્રમાણે પ્રથમ પ્રકરણ સમાપ્ત થયું.



---

१ " यस्य देवे परा भक्तिः " इत्याद्याश्च बहुशः

श्रीकृष्णाय नमः ।

# सेवाकौमुदी ।

## श्री लालूभट्टोपनामक दीक्षित श्री बालकृष्ण-भट्ट प्रणीता सेवाकौमुदी

### भाषांतर सहिता.



द्वितीयं प्रकरणम् ।



श्रीगोवर्द्धनधारी तनोतु कुशलानि ।



१ एवं पूर्वप्रकरणे भागवतमूलिका पुष्टिभक्तिमार्गीया सेवेति निरूपितम् । अथ तादृशसेवाया विषयो निर्द्धार्यते । तत्र श्रुत्यादिप्रमाणचतुष्टयेन परमकाष्ठापन्नं निर्गुणं ब्रह्मैव विषय इति सिद्धान्तः ।

## " અથ દ્વિતીયં પ્રકરણમ્ "

૧ પ્રથમ પ્રકરણમાં શ્રીભાગવતથી પુષ્ટિભક્તિમાર્ગની સેવા, તથા સેવામાં મુખ્ય શ્રીભાગવત પ્રમાણ છે. આ બતાવ્યું છે. હવે સેવાનો વિષય કોણ છે તે બતાવાય છે. "કૃતિ, **તથા સ્નેહગોચરને વિષય કહે છે**" ખરૂં જોતાં શ્રુતિ, સ્મૃતિ, સૂત્ર, તથા શ્રીભાગવતાદિશાસ્ત્રો, પરં બ્રહ્મ શ્રીકૃષ્ણચંદ્રનેજ સેવા કરવા લાયક બતાવે છે.

२ न च "यतो वाचो निवर्तन्त" इत्यादिनिगमैः सर्वाविषयस्य कथमिव सेव्यत्वमिति वाच्यम् । "आनन्दं ब्रह्मणो विद्वानि"त्याद्यनुपदमुक्तश्रुत्या विषयत्वे प्राप्ते उभयाविरोधाय लौकिकवागाद्यविषयत्वस्य भगवत्कृपादिना वाङ्मनसादिविषयत्वस्य व्यवस्थापितत्वात् । अन्यथा सर्वथैव ज्ञानाविषयत्वे वेदेनापि निरूपणं न स्यात् । तथा सति ब्रह्मणो निर्विशेषत्वाप्रतर्क्यत्वानिर्देश्यत्वादिस्वरूपस्याऽप्य नवबोध आपद्येत । बोधस्य " अथात आदेशो नेति नेती " त्यादिश्रुत्यधीनत्वात् । इदं च "ब्रह्मन् ब्रह्मण्यनिर्देश्य" इति दशमस्कन्धीयश्लोकसुबोधिन्यां स्फुटतरमुपपादितम् ।

"यत्र वेदा अवेदा" इत्यादिज्ञातृत्वनिषेधकोपनिषदाम-

पीदमित्थतया वर्णनाशक्तिरेव तात्पर्यविषय इति मन्तव्यम् । " सर्वत्र प्रसिद्धोपदेशादि"त्यधिकरणव्याख्यानेऽयमर्थो भाष्यकारैर्विवेचितः । " तं त्वौपनिषदं पुरुषं पृच्छामी"ति श्रुतिरतिरोहितमेनं राद्धान्तं द्रढयति ।

૨ " यतो वाचो निवर्त्तन्ते " વિગેરે શ્રુતિઓથી પરબ્રહ્મમાં મન, વાણી પોંચતાં નથી આમ પ્રતિપાદન છે. તો પછી તે પરબ્રહ્મની સેવા કેમ થઇ શકશે ?

તેના જવાબમાં શ્રુતિથીજ નિર્ણય થાય છે "**બ્રહ્મ જાણનાર વિદ્વાન્ નિર્ભય થાય છે**" આ શ્રુતિમાં બ્રહ્મ, જ્ઞાનનો વિષય છે એમ પ્રતિપાદન છે. માટે જ્ઞાનવિધાયક, તથા નિષેધક, આ બન્ને પ્રકારની શ્રુતિઓનો પરસ્પર વિરોધ દૂર કરવા સારૂ આવો નિર્ણય કર્યો છે. બ્રહ્મ, જો કે લૌકિક મન, વાણીનો વિષય નથી. તથાપિ તેની કૃપાથી વિષય પણ થાય છે. કદાચ જો સાવ નહીં જણાશે તો પછી વેદ પણ તેને કેમ જાણી શકશે. કારણ કે " બ્રહ્મ, જાણવામાં આવતું નથી " બ્રહ્મ, અનિર્દેશ્ય, અપ્રતકર્ય છે, નિર્વિશેષ છે, આ બધું વેદથીજ માલુમ પડે છે. માટે બ્રહ્મ કોઇથી જાણી શકાતું નથી આ વાત યોગ્ય નથી.

" ब्रह्मन्ब्रह्मानिर्देश्ये " આ શ્લોકની સુબોધિનીમાં ઉપરોકત વિરોધનો ખુલાસો છે.

" यत्र वेदा अवेदा " આ શ્રુતિ પણ, જે બ્રહ્મજ્ઞાનમાં વેદ પણ અવેદ થાય છે એમ કહે છે. માટે ભગવાન્ ભાષ્યકાર શ્રી ૧૦૮ શ્રીવલ્લભાચાર્યચરણોએ " सर्वत्र प्रसिद्धोपदेशात् " આ સૂત્રના ભાષ્યમાં નિષેધ કરનારી શ્રુતિઓની આ પ્રમાણે વ્યવસ્થા કરી છે.

વેદમાં, " બ્રહ્મ, અનુમાનાદિથી જણાતું નથી " એમ કહી " હું ઉપનિષદોથી જાણવા લાયક પુરૂષને પુછું છું " માટે બ્રહ્મ, જ્ઞેય, તથા અજ્ઞેય છે.

३ किञ्च : शुद्धब्रह्मणोऽन्याज्ञेयत्वेऽपि वेदज्ञेयता त्वङ्गीकार्य्या । अन्यथा निर्विशेषत्वनिराकारत्वनिर्द्धर्मकत्वादीनपि कथं वेदो वदेत् । अज्ञात्वा कथने त्वस्मदादिवाक्यतुल्यतापत्तौ तदुक्तनिर्विशेषत्वादेरनादरणीयत्वमिति दिक् ।

एवमेवाऽस्थूलादिश्रुतयो लौकिकधर्मानेव निषेधन्ति न त्वलौकिकान् । "अणोरणीयानि" त्यादिश्रुतिभिरलौकिकाणुत्वादिदर्शने तथाऽवधारणात् । " यः सर्वज्ञः सर्वशक्तिः " " यतो वा इमानि भूतानि जायन्ते " " सर्वस्य वशी सर्वस्येशानः " "एको वशी सर्वगः कृष्ण ईड्यः" "विश्वतश्चक्षुरुत विश्वतो मुखः" " सर्वकामः सर्वगन्ध"इत्यादि-

श्रुत्युक्ता अलौकिका नित्या धर्माः परमात्मनि विराजन्त एव । प्राकृतधर्माणामेव वेदे निषेधः । सर्वथा निर्द्धर्मकत्वं तु नोररीकार्यम् । तथा सति व्यापकत्वस्याऽप्यनङ्गीकारापत्त्या ब्रह्मत्वस्यैव हानेः । "बृहत्वाद्बृंहणत्वाच्च ब्रह्मे"ति श्रुतौ व्यापकत्वेन निर्वचनात् ।

૩ ભલે, બ્રહ્મ અન્ય પ્રમાણોથી ન જણાય. પણ વેદ તો જાણે છે. જો વેદ પણ બ્રહ્મને નથી જાણતો એમ કેશો. તો પછી બ્રહ્મ, અનિર્દેશ્ય છે. અગોચર છે. નિર્વિશેષ, આ બધું વેદથીજ માલુમ પડે છે. પણ હવે તે નહીં થઇ શકે. કારણ જે અજાણી વસ્તુનું નિરુપણ કેમ થઇ શકે ? માટે "अस्थूलमनणु" વિગેરે શ્રુતિઓ, બ્રહ્મમાં લૌકિક ધર્મોનો નિષેધ કરે છે. અને "अणोरणीयान्" વિગેરે શ્રુતિઓ, અલૌકિક ધર્મોનું વિધાન કરે છે. એમ જાણવું. કારણ કે વેદમાં "જે સર્વજ્ઞ છે" સર્વ શકિત છે. સર્વ કામ છે. સર્વોત્તમ છે. ચોતરફ દૃષ્ટિવાળા છે. ચોતરફ હાથવાળા છે, વિગેરે અલૌકિક ધર્મો સદા બ્રહ્મમાં રહેલા છે. આમ કહ્યું છે. અને પ્રાકૃત ધર્મોનો નિષેધ કર્યો છે. "બ્રહ્મ નિર્ધર્મક છે" આ કોઇ દિવસ પણ સિદ્ધ થતું નથી. કદાચ નિર્ધર્મક માનશો. તો વ્યાપકત્વાદિ "बृहत्वाद्बृंहणत्वाच्च ब्रह्म" વિગેરે શ્રુત્યકત ધર્મોનો પ્રત્યક્ષ વિરોધ આવશે.

४ न च व्यापकत्वं स्वरूपानतिरिक्तो धर्म इत्यस्तु तदङ्गीकार इति वाच्यम् । धर्मत्वव्याहतेः । "प्रकाशाश्रय" न्यायेन व्यापकत्वस्वीकारे तु तयैव सरण्या कर्तृत्वादीनप्यङ्गीकुर्वन्तु । न च कर्तृत्वस्य कार्यसापेक्षतया नित्यत्वाभावान्न ब्रह्मधर्मतेति वाच्यम् । व्यापकत्वस्याऽपि व्याप्यसापेक्षतया समकक्षत्वात् ।

૪ આપ કેશો કે વ્યાપકત્વ તો બ્રહ્મનું સ્વરુપ છે. તે કંઇ ધર્મ નથી. તો ઠીક છે. પરંતુ તેથી વ્યાપકધર્મ સર્વથા નષ્ટ થશે. કદાચ આપ પ્રકાશાશ્રયન્યાયથી સમાધાન કરશો. અર્થાત્ જેમ પ્રકાશ એક ધર્મ, તે ધર્મીથી જુદો નથી. તેમ વ્યાપકત્વ પણ બ્રહ્મથી જુદો નથી. તો પછી

મહાશય? કર્ત્તૃત્વાદિ ધર્મો બ્રહ્મમાં માનવા. તેમાં તમારે શી પંચાત છે. તેઓને પણ પ્રકાશાશ્રયન્યાયથી સ્વરુપભૂતજ માનો.

५ अतो निषेधानां विशेषपरत्वं न सामान्यपरतेति ध्येयम् । "देहेन्द्रियासुहीनानां वैकुण्ठपुरवासिनामि" ति सप्तमस्कन्धवाक्ये लौकिकदेहेन्द्रियादीनां निषेधेन निषेधस्य विशेषपरताया व्यासचरणैः प्रदर्शितत्वाच्च । इह वाक्ये सामान्यनि-

षेधाङ्गीकारे "सर्वे चतुर्बाहव उन्मिषन्मणिप्रवेकनिष्काभरणाः सुवर्चस" इति वाक्यान्तरविरोधात् ।

૫ આપ કેશો કે કર્તૃત્વને કાર્યની અપેક્ષા હોય છે. તેથી તે અનિત્ય છે. તો પછી વ્યાપકત્વને પણ વ્યાપ્યની જરૂરી હોય છે. તો તે પણ તેના જેવોજ થયો, માટે જ્યાં ધર્મોનો નિષેધ કર્યો છે. તે લૌકિકનોજ કર્યો છે.

વેદવ્યાસજીએ સપ્તમસ્કંધમાં "देहेन्द्रियासु" વિગેરે શ્લોકમાં આજ્ઞા કરી છે.

"હે બ્રહ્મન્ વૈકુંઠમાં રેનારા જીવોને, દેહ, ઇન્દ્રિય, પ્રાણાદિનો સંબંધ હોતો નથી. તો પછી શાપાદિદ્વારા તેઓ નો આસુર યોનિમાં જન્મ કેમ થયો?

"ત્યારે તેના જવાબમાં શ્રીનારદજીએ યુધિષ્ઠિર રાજાને કહ્યું જે "વૈકુંઠમાં રેનારા જીવોને દેહેન્દ્રિયાદિનો સંબંધ હોતો નથી." અર્થાત્ ત્યાં પણ લૌકિક દેહાદિ ધર્મોનોજ નિષેધ કર્યો છે. જો અલૌકિક ધર્મોનો બ્રહ્મમાં નિષેધ હોત તો "सर्वे चतुर्बाहव उन्मिषन्मणिप्रवेकनिष्काभरणाःसुवर्चस" વિગેરે વચનોમાં ભગવલ્લોક સ્થિત જીવોને ચાર હાથ હોય છે. ડોકમાં મોતીથી જડિત સોનાનાં આભૂષણો હોય છે. આ કેમ થઇ શકે. માટે જ્યાં જ્યાં નિષેધ છે. ત્યાં લૌકિક ધર્મોનોજ નિષેધ છે. અલૌકિક ધર્મો તો સદા સર્વદા બ્રહ્મમાં રહે છે.

६ अत एव "अनामाऽगोत्रमजरममरामि" त्याद्युपनिषत्सु "अनामरूपश्चिन्मात्रः सोऽव्यान्नः सदसत्पर" इति पुराणादिवाक्येषु नामनिषेधोऽप्यस्मदादिनामतुल्यतां नामसु वारयति । न तु सर्वथा नामनिषेधः । अन्यथा धर्मविधायकनिषेधकवेदान्तानामनवबोधकतापातः। आत्मब्रह्मेत्यादिपदानामतन्नामत्वे बोधनाक्षमत्वात् ।

६ " अनामाऽगोत्रमजरममरं, अनामरूपश्चिन्मात्रःसोऽव्यान्नः सदसत्पर " विगेरे श्रुति, तथा पुराणु वचनोमां भगवन्नामनो निषेध कर्यो छे. परंतु तेथी समजवानुं के ब्रह्मनां नामो आपणां जेवां नथी. किंतु अलौकिक नामो छे, जो सर्वथा निषेध मानशो तो पछी ब्रह्मबोधक अने निषेधक, आ बन्ने प्रकारनी श्रुतिओनी संगति लागशे नहिं. कारणु के ब्रह्म नाम विनानुं छे. तो पछी आत्मा, ब्रह्म, विगेरे वेदोकत नामो पणु कही शकाशे नहिं अने तेम थवाथी आत्मज्ञान, ब्रह्मज्ञान, आ थवामां पणु एक मजा थशे.

माटे ज्यां नाम, धर्म विगेरेनो निषेध कर्यो छे त्यां बधे स्थले लौकिक नाम धर्मोनोज निषेध जाणुवो अलौकिक धर्मोनो निषेध कोईपणु स्थले कर्यो नथी.

७ अन्यच्च । अस्थूलादिवाक्योदितानां स्थूलत्वादिप्रतियोगिकानामभावानां ब्रह्मणि सत्तया परमते द्वैतापातः । न

चाऽभावानामधिकरणात्मकतया नाऽद्वैतहानिरिति वाच्यम् । शुद्धस्य भावपदार्थस्य ब्रह्मणोऽभावेन सहैक्याङ्गीकारेऽनेकनिगमव्याकोपात् । किं तद्ब्रह्मेत्याकांक्षायां निखिलाभावरूपं ब्रह्मेत्युक्तेरभावपदार्थत्वापत्तेः । किञ्च । अभावस्याऽधिकरणात्मकताङ्गीकारे घटवति भूतले घटात्यन्ताभावप्रतीतिः । अधिकरणस्य भूतलस्य विद्यमानत्वात् । भूतले घटाभाव इतिवद्भूतले भूतलमिति प्रयोगापत्तिश्च । इत्यादितार्किकनयसिद्धदूषणपुञ्जान्नाऽधिकरणाभेदोऽभावस्येति तत्कृतं द्वैतं दुर्निवारमिति दिक् ।

अपरञ्च । भूतले घटो नास्तीति प्रत्ययसाक्षिकः पदार्थविशेषोऽभावः प्रतियोग्यसत्तारूपः । तथा प्रकृते श्रौतस्थूलत्वाद्यभावः । तदभेदे ब्रह्मणि स्वीकृते सत्तारूपत्वापायात् "सत्यं ज्ञानमनन्तं ब्रह्मे"ति श्रुतिव्याकोपः । यदि त्वभावस्य प्रतियोग्यसत्तारूपत्वं नाऽऽद्रियते पदार्थान्तरत्वमङ्गीक्रियते तदा त्वस्थूलादिश्रुतिभिर्धर्माणां निवारणासम्भवाद्ब्रह्मणः सधर्मकत्वमेवाऽऽयातीति जितं धर्मवादिभिः । अतो नाऽधिकरणात्मकताऽभावस्य । एवं च तत्कृतद्वैतापत्तिः सिद्धैव।

૭ જે લોકો બ્રહ્મ, ધર્મ વિનાનું છે, આમ માને છે તેના મતમાં દ્વૈતાપત્તિ આવશે. કારણ કે એક, ધર્મ વિનાનું બ્રહ્મ, તથા બીજું સ્થુલત્વાદિ ધર્મોનો અભાવ, આ બન્ને રેવાથી દ્વૈત પ્રત્યક્ષ થશે.

મહાશય? આપ કેશો જે બધે ઠેકાણે અભાવ, અધિકરણરુપ હોય છે જેથી દ્વૈતાપત્તિ નથી. પરંતુ બ્રહ્મનું સ્વરુપ " શુદ્ધાદ્વૈત છે. " જો અભાવને બ્રહ્મ માનશો. તો પછી અભાવજ બ્રહ્મ થશે. અને તેમ થવાથી ઘણા દોષો આવી પડશે.

જો આપ અભાવને આધારરુપ માનશો. તો જ્યાં ઘડો છે. ત્યાં પણ ઘડાનો અત્યંતાભાવ માનવો પડશે. પણ તેમ તો નથી. તે પ્રમાણે જેમ " भूतले घटाभाव " આ પ્રયોગ થાય છે, તેમ " भूतले भूतलं " જમીન ઉપર જમીન, આ પ્રયોગ પણ થવો જોશે. માટે ન્યાયશાસ્ત્રાનુસાર ધર્મને અધિકરણરુપ માનવામાં ઘણા દોષો પ્રત્યક્ષ આવે છે. માટે અભાવ, બ્રહ્મરુપ નથી, આમ માનનારાઓને પણ એક બ્રહ્મ, અને બીજું સ્થૂલત્વાભાવ, આ દ્વૈત ફરીથી આવી જશે.

બ્રહ્મને અભાવ માનશો. તો પછી " भूतले घटो नास्ति " જમીન ઉપર ઘડો નથી. આ વાકયમાં ઘડાનું ન દેખાવું, તે જ એક અભાવ પદાર્થ છે. તો પછી સ્થૂલત્વાદિ ધર્મોનું ન દેખાવું. તે સ્થૂલત્વાદિ ધર્મોનો અભાવ થયો. તેમ તે બંનેનું દ્વૈતા-

પત્તિ દોષ ન આવે જેથી, આપ ઐકય માનો છો. તો પછી "ન દેખાવું આજ બ્રહ્મસ્વરુપ થયું" જે બ્રહ્મ પ્રથમ સત્તારુપ હતું. તેજ બ્રહ્મ અસત્તારુપ થયું. તેમ "सत्यं ज्ञानमनन्तं ब्रह्म" આ શ્રુતિનો પ્રત્યક્ષ વિરોધ થયો. જો અભાવને ધર્મની અસત્તા નહીં માનો. અને કંઇક બીજું માનશો તો, " अस्थूलनणु " વિગેરે શ્રુતિઓ, બ્રહ્મધર્મોનો નિષેધ નહીં કરી શકે, માટે સધર્મકબ્રહ્મમાનનારાઓનો પણ જય થયો. જેથી અભાવ, અધિકરણરુપ કદાપિ થઇ શકતો નથી.

८ न च स्थूलत्वादिप्रतियोगिकाभावानां मिथ्यात्वाङ्गीकारे द्वैतनिवृत्त्या सर्वं सुस्थमिति वाच्यम् । धर्मतदभावप्रतिपादिकानां श्रुतीनां मिथ्यार्थप्रतिपादकतया समबलत्वेन भवदभिमतगुणाभावप्रतिपादकश्रुतिनिष्ठोपजीव्यत्वबाधात्सिद्धान्तभङ्गापत्तेः। अतः श्रुत्युक्तधर्माभावो नाऽऽर्यमनोरोचक इति प्रातीतिकप्राकृतधर्माभाव एव " अस्थूलमनण्वह्रस्वमि"त्याद्युपनिषदां विषय इति ज्ञेयम् ।

૮ આપ કેશો કે ધર્મ, તથા ધર્માભાવ, આ બંને મિથ્યા છે. માટે દ્વૈતાપત્તિ નથી. તો પછી તમારા મત પ્રમાણે સધર્મક, નિર્ધર્મક બ્રહ્મ કેનારી શ્રુતિઓ પણ ખોટી થઇ, અને તેમ થવાથી નિર્ધર્મક શ્રુતિઓમાં જે ઉપજીવ્યપણું

હતું તે હવે ન રહ્યું, માટે આપનો સિદ્ધાન્ત નષ્ટ થયો. માટે માનવું પડશે જે બ્રહ્મમાં ધર્માભાવને કોઇ શ્રુતિ કેતી નથી તેમ બ્રહ્મ નિર્ધર્મક છે. આપણુ કોઇ આસ્તિકને સારું લાગતું નથી માટે આજ સિદ્ધાન્ત ઠીક છે જે બ્રહ્મમાં પ્રાકૃત ધર્મો નથી પરંતુ શ્રુત્યુક્ત ધર્મો તો બધા છે તેમ "अस्थूल-मनणु" વગેરે શ્રુતિઓ પણુ બ્રહ્મમાં પ્રાકૃત ધર્મોનો નિષેધ કરે છે. તેમ અલૌકિક અપ્રાકૃત ધર્મોનું વિધાન કરે છે.

९ सिद्धान्ते तु प्राकृतधर्माभावस्य मिथ्यात्वाङ्गीकारे न किञ्चिद्बाधकम् । न च प्राकृतधर्माणामप्राप्ततया तन्निषेधोऽनुपपन्नः । लोकप्रतीतत्वेन प्राप्तत्वात् । "असन्नेव स भवती"त्यादिश्रुतौ लोकप्रतीतस्यैव ब्रह्मासत्त्ववेदनस्य निन्दामुखेन निषेधात् । अत एव "आनन्दोऽजरोऽमृतः" "अनामाऽगोत्रमजरमभयममृतमि"त्यादिश्रुतौ लोकप्रतीतस्यैव जरादेर्ब्रह्मणि निषेधः । न तु श्रुत्यन्तरप्राप्तस्य । न हि कापि श्रुतिर्ब्रह्मणि जरादि विधत्ते । अतः श्रुत्यन्तराप्राप्तस्य लोकप्रतीतस्यैव प्राकृतधर्मसङ्घस्य सर्वत्र निषेधो ज्ञेयः । लोकप्रतीत्या प्राप्तत्वेन निषेधस्य सुवचत्वात् ।

ननु "तदेजति तन्नैजती"ति श्रुतिविमर्शे एजनतदभावयोर्मूर्त्तिभेदेन व्यवस्थेति विद्वन्मण्डने निरूपितं प्रभुचरणैः ।

तथा सति यद्रूपे एजनाभावस्तस्य ब्रह्मत्वं न स्यात् । एकस्य श्रुत्युक्तैजनस्याऽभावे निखिलश्रौतधर्मवत्त्वाभावादिति चेत् । सत्यम् । इह एजनाभावस्य एजनतिरोभावरूपत्वं न तु प्रतियोग्यसत्तारूपतेति एजनस्यापि तत्र सत्त्वान्न पूर्वोक्तदोषः । "अभावास्त्वस्मन्मते तिरोभावातिरिक्ता न भवन्ती"ति द्वितीयस्कन्धसुबोधिन्यामुक्तत्वात् ।

૯ શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તમાં તો લૌકિક ધર્માભાવને મિથ્યા માનવામાં કોઇ જાતની હરકત નથી, આપ કેશો જે પ્રાકૃત ધર્મો, બ્રહ્મમાં છેજ નહીં. તો તેનો શ્રુતિમાં નિષેધ શામાટે? તેના જવાબમાં, પ્રાકૃત ધર્મો લોકમાં જોઇયે છીયે. જેથી બ્રહ્મમાં પણ તેની સંભાવના થઈ શકે છે. જેથી લોક સંભાવિત પ્રાકૃત ધર્મોનોજ બ્રહ્મમાં નિષેધ છે.

"असन्नेव स भवति" જે બ્રહ્મને અસત્ માને છે. તે પોતેજ અસત્ છે. આ શ્રુતિમાં લૌકિક અસત્યતાનોજ નિષેધ કર્યો છે. કારણ કે બ્રહ્મમાં અસત્યપણું છે નહીં, તેમ જુદી, જુદી, શ્રુતિઓ કહે છે.

"आनन्दोऽजरोऽमृतः" अनामाऽगोत्रमजरमभयममृत " વિગેરે શ્રુતિઓમાં 'અજર' શબ્દથી કેવલ લૌકિક ઘડપણનોજ

નિષેધ કર્યો છે. કોઇપણ શ્રુતિ લૌકિક ધર્મોને કહેતી નથી. માટે " **अस्थूलमनणु** " વિગેરે શ્રુતિઓ અવૈદિક, લૌકિક ધર્મોનોજ નિષેધ કરેછે. કારણકે આવી રીતી છે, કે, દુનિયામાં જે જોવામાં આવે તેનો નિષેધ થઇ શકે છે. પણ ન દેખાતા ધર્મોનો કદાપિ નિષેધ થઇ શકતો નથી. માટે અલૌકિક ધર્મો સદા બ્રહ્મમાં છે તે ઠીક છે.

" **तदेजति तन्नैजति** " તે બ્રહ્મ, ક્રિયાવાળું. તથા ક્રિયા વિનાનું છે. આ શ્રુતિના નિર્ણયમાં શ્રીપ્રભુચરણોએ વિદ્વન્મંડનમાં આજ્ઞા કરી છે.

હલવું અને ન હલવું, આ બન્ને પ્રભુનાં ભિન્ન, ભિન્ન સ્વરૂપમાં છે. તો પછી જ્યાં ન હલવું છે, તેને બ્રહ્મ નહીં કહી શકાય. કારણકે તે ધર્મ વેદે કહેલ છે. અને તેમ થવાથી અધા શ્રુત્યુક્ત ધર્મોનો અભાવ પણ આવી ગયો? ઠીક છે.

તેના જવાબમાં જાણવાનું કે, અહીં " હલવારૂપ ક્રિયાના અભાવથી, શું લેવું. કે હલવાનો તિરોભાવ, તેમ આ ચોક્કસ છે. કે જ્યાં તિરોભાવ હોય છે ત્યાં અપ્રકટિત વસ્તુની સત્તા પણ હોય છે. કારણકે દ્વિતીયસ્કંધસુબોધિનીમાં આજ્ઞા છે.

**" અભાવ, આપણા મતમાં તિરોભાવથી જુદો પદાર્થ નથી."**

१० न चैवं प्रातीतिकप्राकृतधर्माभावस्याऽपि तिरोभावरूपत्वात्प्रातीतिकप्राकृतधर्मसत्ताऽपि ब्रह्मणि स्वीकार्येति वाच्यम् । प्राकृतधर्माणां मिथ्यात्वेन तदभावस्याऽपि मिथ्यात्वं न तु तिरोभावरूपत्वमिति सिद्धान्तात् ।

तथाचोपनिषदुक्तधर्माणां यत्राऽभावः प्रतिपाद्यते तत्राऽभावानां तिरोभावरूपत्वम् । न च तिरोभावकृता सिद्धान्ते द्वैतापत्तिः । "आविर्भावतिरोभावौ शक्ती वै मुरवैरिण" इति वाक्यात् । शक्तिरूपतया शक्तिमदभेदात् । यत्र तु प्रातीतिकप्राकृतधर्मप्रतियोगिका अभावाः प्रतिपाद्यन्ते तत्र प्रतियोगितदभावयोरुभयोरपि मिथ्यात्वम् । वन्ध्यासुततदभावयोरिव । इति न कश्चिद्दोषः । " अभावास्त्वस्मन्मते तिरोभावातिरिक्ता न भवन्ती"ति सुबोधिनीफक्किकायामपि सत्प्रतियोगिका अभावास्तिरोभावातिरिक्ता न भवन्तीत्यर्थो बोद्धव्यः । तथाच सिद्धमप्राकृतश्रौतधर्मवत्त्वं प्राकृतधर्मराहित्यं ब्रह्मणः ।

प्राकृतधर्मास्तु प्रकृतिजन्या अवास्तवभूताः स्थूलत्वादयः सन्त इव प्रतीयमानाः । ते श्रुत्या ब्रह्मणि निषिध्यन्ते ।

૧૦ મહાશય! આવા સિદ્ધાન્તમાં તો મોટો દોષ છે. કેમકે જ્યાં લૌકિક ધર્મોનો અભાવ છે, ત્યાં તિરોભાવ પણ

છે. તો પછી બ્રહ્મમાં લૌકિક ધર્માભાવ છે. એ પણ તિરોભાવજ થયો. અને તેમ થવાથી બ્રહ્મમાં પ્રાકૃત ધર્મો પણ માનવા પડશે. માટે અભાવને તિરોભાવરૂપ માની શકાશે નહીં ?

તેનો જવાબ, "પ્રાકૃત ધર્મો, સ્વરુપથી મિથ્યા છે. તેથી તેનો અભાવ પણ મિથ્યા છે જેમ વાંઝણીનો દીકરો ખોટો, તેમ તેનો અભાવ પણ ખોટો, માટે પ્રાકૃત ધર્મો, તિરોભાવરુપ નથી. પરંતુ જ્યાં વેદોક્ત ધર્મોનો અભાવ છે. ત્યાં તે અભાવ તિરોભાવજ માની શકાશે. તેમ તિરોભાવ, ભગવચ્છક્તિ છે. શક્તિ, અને શક્તિમાન્ આ બન્નેનો પરસ્પર અભેદ હોયછે. માટે પૂર્વોક્ત દ્વૈત ન થયું. અને જ્યાં પ્રતીતિ સિદ્ધ પ્રાકૃત ધર્મોનો અભાવ કહ્યો છે. ત્યાં પણ જે અભાવ પ્રતિયોગી પ્રાકૃત ધર્મ, અને તેનો અભાવ આ બન્ને મિથ્યા છે. જેમ વન્ધ્યાપુત્ર, તથા તેનો અભાવ, માટે કયાંય કોઇ જાતનો દોષ ન રહ્યો.

**"अभावास्त्वस्मन्मते तिरोभावातिरिक्ता न भवन्ति.**

આ ફક્કિકાનો અર્થ, "સાચાપદાર્થનો અભાવ પણ તિરોભાવથી જુદો નથી" અર્થાત્ સત્ય પદાર્થની સત્તા પણ તિરોભાવ છે.

માટે બ્રહ્મમાં સમગ્ર વેદોક્ત, અલૌકિક ધર્મો છે. પ્રાકૃત ધર્મોનો લેશ નથી. કેમકે પ્રાકૃત ધર્મો પ્રકૃતિથી થયા

છે. આથી તે મિથ્યા છે. માટે સમગ્ર શ્રુતિઓ પણ, બ્રહ્મમાં પ્રાકૃત સ્થૂલત્વાદિ ધર્મોનોજ નિષેધ કરેછે.

११ न च "प्रकृतिर्ह्यस्योपादानमाधारः पुरुषः परः। सतोऽभिव्यञ्जकः कालो ब्रह्म तत्त्रितयं त्वहमि"ति वाक्यात्प्रकृतेर्ब्रह्मरूपत्वेन सत्वात्तज्जन्यानां कथमसत्वमिति वाच्यम्। नटादिभ्यः सद्भ्य उत्पन्नानां रसालादीनामसत्वस्य सर्वैरनुभूयमानत्वात्। तस्मात्सतः सदुत्पद्यते ह्यसदप्युत्पद्यत इति न किञ्चिद्दूषणम्।

ननु प्रपञ्चस्य ब्रह्माभेदेन तत्स्थूलत्वलघुत्वादीनामपि ब्रह्मणि सत्ता वाच्येति कथं प्रापञ्चिकधर्माभावो ब्रह्मणि सिद्धान्तित इति चेत्। सत्यम्। "ऋतेऽर्थं यत्प्रतीयेते"ति चतुःश्लोकीवाक्ये सिद्धा या विषयता तद्विशिष्टत्वात्प्रपञ्चस्य प्रापञ्चिकस्थुलत्वाणुत्वादीनां विषयतायुक्तानां ब्रह्मण्यभावो युक्त एवेति बोध्यम्। न च धर्मवत्त्वेन द्वैतापत्तिः। प्रकाशाश्रयन्यायेन धर्म्यभेदात्।

૧૧ શ્રીભાગવતમાં, "જગત્નું ઉપાદાન કારણ પ્રકૃતિ અને આધાર અક્ષર બ્રહ્મ, એમ કહ્યું છે. તેમ કારણરુપ

જગતને પ્રકાશ કરનાર કાલ છે. માટે પ્રકૃતિ, પુરુષ, કાલ, આ ત્રણે બ્રહ્મનાંજ રુપો છે." તો પછી પ્રકૃતિ પણ બ્રહ્મ થઇ. અને તેથી તેના ધર્મો પણ બ્રહ્મ થયા. માટે આપ પ્રાકૃત ધર્મોને અસત્ય કેમ કહોછો?

તેનો જવાબ. પ્રકૃતિથી ઉત્પન્ન થયેલ પ્રાકૃત ધર્મો સદા અસત્યજ છે. કારણકે એવો નિયમ નથી. જે સત્યથી સત્યજ થાય. જુઓ લોકમાં મદારી, પોતાની શક્તિથી આંબા, દાડમ, વિગેરે ઘણા પદાર્થો ઉત્પન્ન કરે છે. પણ તે સાચા ભાગ્યેજ થાય છે. માટે સાચાથી સાચું, તથા ખોટું બન્ને થઇ શકે છે.

આપ, જગત, બ્રહ્મનું ઐકય માનશો તો લૌકિક સ્થૂલ-ત્વાદિ ધર્મો પણ બ્રહ્મમાં આવશે. અને તેથી " બ્રહ્મ લૌકિક-ધર્મ રહિત છે " આ સિદ્ધાન્ત કેમ રહેશે?

ઠીક છે. પરંતુ "**ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि**"

આ શ્લોકમાં જોકે જગત્ બ્રહ્મરુપ છે. તથાપિ માયાથી ઉત્પન્ન થનાર એક ભ્રમ તેમાં રહ્યો છે. જેથી તે નશ્વર દેખાય છે. માટે જગત્ બ્રહ્મરુપ છતાં પણ માયાથી ઉત્પન્ન થયેલા ભ્રમાત્મક ધર્મો, બ્રહ્મમાં નથી આ સિદ્ધાન્ત નિર્દોષ છે.

આપ કેશો. એક બ્રહ્મ, તથા બીજા ધર્મો, આમ દ્વૈત થશે. તેને માટે પ્રકાશાશ્રયન્યાયથી ધર્મ ધર્મીનો અભેદ

હોયછે. જેમ, સૂર્યનો પ્રકાશ, સૂર્યથી જુદો નથી તેમ ધર્મી બ્રહ્મથી તેના ધર્મો પણ જુદા નથી. અત એવ દ્વૈત દોષ પણ ન આવ્યો.

१२ तादृशं परं ब्रह्म श्रीकृष्ण एव । " कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः । तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते । सोऽहमोन्तद्गोपाल एव परं सत्यमबाधितम् । सच्चिदानन्दरूपाय कृष्णायाऽक्लिष्टकर्मण " इत्यादिगोपालतापनीयोपनिषद्भ्यः । " कृष्णो ब्रह्मैव शाश्वतमि"त्यादिकृष्णोपनिषद्भ्यश्च । " यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तम"इति भगवद्वाक्याच्च ।

केचिदत्राऽक्षरशब्देन प्रकृतिमाहुस्तन्न । तन्मते प्रकृतेर्ज्ञाननाश्यत्वाङ्गीकारात्क्षरणधर्मवत्वेनाऽक्षरत्वाभावात् ।

अपि तु " अक्षरं ब्रह्म परमम्" " अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् " " यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम"त्यादिगीतासु निरूपितस्याऽक्षरब्रह्मण एवाऽत्र ग्रहणम् । ततो धामरूपादक्षरब्रह्मणः सकाशात्पुरुषोत्तमस्य तत्स्वामिनो युक्तैवोत्तमता ।

न च धामशब्देन स्वरूपमिति वाच्यम् । " दर्शयामास लोकं स्वं गोपानां तमसः परम् । सत्यं ज्ञानमनन्तं यद्ब्रह्म-ज्योतिः सनातनमि"ति श्रीभागवतदशमस्कन्धीयवैकुण्ठदर्शनप्रसङ्गे तस्यैवाऽक्षरस्य वैकुण्ठलोकत्वेन कथनात्तदविरोधाय गीतास्वपि धामपदेन लोकस्यैव ग्राह्यत्वात् । अतः क्षराक्षरातीतः पुरुषोत्तमः परमकाष्ठापन्नः श्रीकृष्ण इति मन्तव्यम् । " द्युभ्वाद्यायतनं स्वशब्दादि"त्यधिकरणे ब्रह्मधर्मत्वेन सिद्धाया विश्वाधारताया जृम्भाप्रसङ्गे मृत्स्नाभक्षणप्रसङ्गे च प्रकाशितत्वाच्च । "यूयं नृलोके बत भूरिभागा लोकं पुनाना मुनयोऽभियन्ति । येषां गृहानावसतीति साक्षाद्गूढं परं ब्रह्म मनुष्यलिङ्गमि"ति सप्तमस्कन्धे नारदवाक्याच्च ।

श्रीकृष्णादपि कश्चित्पर इति तु न भ्रमितव्यम् । "मत्तः परतरं नाऽन्यत्किञ्चिदस्ति धनञ्जये"ति गीतोपनिषद्भ्यः ।

૧૨ અલૌકિક ધર્મ વિશિષ્ટ કેવલ " પરબ્રહ્મ શ્રીકૃષ્ણ છે." શ્રીગોપાલતાપનીયોપનિષત્માં કૃષનો અર્થ સત્તા છે. અને ણકાર આનન્દ વાચી છે. આ બન્નેનું ઐક્ય, શ્રીકૃષ્ણ શબ્દમાં છે. માટે " સદાનન્દ, પરબ્રહ્મ શ્રીકૃષ્ણચંદ્રજ છે. "

" तत् " " अहं " " ॐ " વિગેરે શબ્દોથી પણ પર-બ્રહ્મ શ્રીકૃષ્ણજ કહેવાય છે.

તેમ તે જ સત્ય, તથા અબાધિત પદાર્થ છે. જેનાં ચરિત્રો બધાને સુખ કરનારાં છે.

એવા દીનદયાળુ, ભક્તવત્સલ, શ્રીકૃષ્ણચંદ્રના ચરણાર-વિન્દોમાં સાષ્ટાંગ પ્રણામ.

શ્રીકૃષ્ણોપનિષત્માં પણ " શ્રીકૃષ્ણચંદ્રનેજ સનાતન પરબ્રહ્મ કહેલ છે. એવં શ્રીગીતાજીમાં પણ " હું ક્ષર, તથા અક્ષરથી ઉત્તમ છું માટે સર્વત્ર " **પુરુષોત્તમ** " આ નામથી પ્રસિદ્ધ છું. તેમ વેદ, સ્મૃતિ, પુરાણ, વિગેરે, શ્રીકૃષ્ણનેજ પરબ્રહ્મ કહેછે. " यस्मात्क्षर " આ શ્લોકમાં કેટલાક અક્ષર શબ્દનો અર્થ પ્રકૃતિ કરે છે. પરંતુ તેના મતમાં જ્ઞાનથી પ્રકૃતિનો નાશ માને છે. તો પછી પ્રકૃતિ ક્ષર થઇ. માટે ક્ષર પ્રકૃતિ, અક્ષર કેમ થાય તે જરા શોચનીય છે.

શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તમાં તો " अक्षरं ब्रह्म परमं " " अव्यक्तोऽक्षर इत्युक्त " "यं प्राप्य न निवर्त्तन्ते " " यस्मात्क्ष-रमतीतोऽहं. "

વિગેરે પ્રમાણોથી અક્ષર શબ્દથી બ્રહ્મધામ લેવું તે ઠીક છે. માટેજ ધામરુપ અક્ષરથી શ્રીકૃષ્ણચંદ્રનુ શ્રેષ્ઠ થવું. તે સર્વદા યોગ્ય છે.

મહાશય? ધામ શબ્દથી સ્વરૂપ કેમ નથી લેતા? તો કહેશું કે શ્રીભાગવત, ગીતાજીનો વિસ્તાર છે. તેમાં

"પ્રકૃતિર્થીપર, સત્ય, જ્ઞાન, આનન્દ, સર્વપ્રકાશક, સનાતન અક્ષર બ્રહ્માત્મક વૈકુંઠલોકને પ્રભુએ ગોવાળીઆઓને દેખાડયો."

આ સ્થલે અક્ષર બ્રહ્મને પોતાના ધામરુપ લોક કહ્યા છે. માટે ગીતાજીમાં પણ ધામપદથી અક્ષર લેવું. "ક્ષર, અક્ષર, થી પણ શ્રેષ્ઠ શ્રીકૃષ્ણચંદ્ર છે. આ વાત બધાને મંજુર છે.

"[1]**द्युभ्वाद्यायतनं स्वशब्दात्**" આ બ્રહ્મમીમાંસાના અધિકરણમાં ભગવાન્, સમગ્ર જગતના આધાર છે, તેમ કહ્યુ છે. તેમ તે વાતને પ્રભુ શ્રીકૃષ્ણચંદ્રે પણ પોતાનાં માતુશ્રી યશોદાજીના ખોળામાં બેસી બગાસા ખાતી વખતે સ્પષ્ટ દેખાડી આપી છે.

તેમ સપ્તમસ્કંધમાં પણ "શ્રીનારદજીએ યુધિષ્ઠિર રાજાને કહ્યું છે કે "હે રાજન્? તમારા ઘરમાં સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ મનુષ્યાવતારથી બિરાજેલા છે. તેથીજ મોટા મોટા મહર્ષિઓ તમારે ઘેર આવેછે. તમો મોટા ભાગ્યશાળી છો." આવી રીતે સર્વોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર છે. શ્રીકૃષ્ણચંદ્રથી પણ કોઇ મોટો છે. આવો ભ્રમ કોઇ દિવસ ન રાખવો. કારણકે ગીતાજીમાં પ્રભુ પોતે આજ્ઞા કરેછે. "હે ધનંજય? મારાથી બીજો કોઇ મોટો નથી.

---

**१ द्यौर्भूश्चादिर्येषान्ते द्युभ्वादयस्तेषामायतनं ब्रह्मैव । कुतः स्वशब्दात् । आत्मशब्दो व्याख्यातः स्वशब्देन ।**

१२ तस्य कृष्णस्य सेवा कार्या । "परं ब्रह्मैतद्यो ध्यायति रसति भजति सोऽमृतो भवति तं ध्यायेत्तं भजेत्तं रसेत्" "एको वशी सर्वगः कृष्ण ईड्य एकोऽपि सन् बहुधा यो विभाति तं पीठगं ये तु भजन्ति नित्यं तेषां सिद्धिःशाश्वती नेतरेषामि"ति श्रुतेः । भज सेवायामिति धात्वर्थात् ।

"तज्जन्म तानि कर्माणि तदायुस्तन्मनो वचः । नृणां येन हि विश्वात्मा सेव्यते हरिरीश्वरः" "मधुद्विट्सेवानुरक्तमनसामभवोऽपि फल्गुः" "मत्सेवया प्रतीतं च सालोक्यादिचतुष्टयम् । नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतमि"त्यादिवाक्येभ्यः सेवायां सर्वसाधनोत्कर्षः सिद्ध इति सेवैव कार्या ।

૧૩ માટે સર્વોત્તમ શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુની સેવા કરવી, જીવ માત્રનો મુખ્ય ધર્મ છે વેદ પણ કહે છે "પરબ્રહ્મનું જેધ્યાન કરે છે, સ્મરણ કરે છે, સેવા કરે છે. તેને મોક્ષ મળે છે." માટે તે પરબ્રહ્મનું ધ્યાન કરો, સ્મરણ કરો, ભજન કરો.

શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુ બધાથી મોટા છે. માટે સેવા કરવા લાયક પણ તેજ છે. જે કોઇ આવા પીઠસ્થિત શ્રીકૃષ્ણચંદ્રની સેવા કરે છે. તેનેજ સનાતન સિદ્ધિયો અનાયાસથી મળે છે.

**માટે જીવ માત્રને પ્રભુ સેવા કરવી તે અવશ્ય કરણીય છે.**

શ્રીભાગવતમાં પણ "મનુષ્યોનો તે જન્મ, તે કર્મ, તે આયુષ્ય, તેમ તેજ વચન સાર્થક છે. કે જેનાથી સર્વાત્મક પરબ્રહ્મ શ્રીકૃષ્ણચંદ્રની સેવા થાય છે.

"મધુસૂદન ભગવાનની સેવામાં જેનું મન લાગેલું છે. તેને મોક્ષ પણ તુચ્છ છે.

"મારી સેવાથી કૃતાર્થ થયેલા ભક્તો અનાયાસથી મળેલી ચાર પ્રકારની મુક્તિઓને ઇચ્છતા નથી. તો પછી ક્ષણભંગુર સ્વર્ગાદિ સુખોને તો કયાંથીજ ઇચ્છે?"

કલ્યાણના બધા રસ્તાઓમાં ભગવત્સેવા સર્વોત્તમ માર્ગ છે. માટે પ્રભુ સેવા જરૂર જીવને કરણીય છે.

**१४ सेवा च कृष्णमूर्त्तौ कार्या। "पूजनं प्रतिमायां तु उत्तमं परिकीर्त्तितमि" तिकालनिर्णयदीपिकास्थविष्णुधर्मोत्तरवाक्यात् ॥**

**न च "यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम् ॥ हित्वाऽर्चां भजते मौढ्याद्भस्मन्येव जुहोति स " इति कापिलवाक्यात्प्रतिमार्चनं न कर्त्तव्यमिति वाच्यम् । भगवतः सर्वत्र**

व्याप्तिमज्ञात्वा प्रतिमेतरावज्ञां कुर्वतः परिच्छिन्नदृष्ट्या मूर्तावेव भगवानस्तीति बुद्ध्या परिचरतो भजनस्य निन्दाविषयत्वात्। "हित्वाऽर्चां भजते मौढ्यादि" त्यत्र प्रतिमेतरविषयकभगवदज्ञानजन्यावमानस्य त्यागपदार्थत्वात्। "अहमुच्चावचैर्द्रव्यैः क्रिययोत्पन्नयाऽनघे।नैव तुष्येऽर्चितोऽर्चायां भूतग्रामावमानिन" इति वाक्यान्तरेण भूतावमानसहितपूजाया एव भगवदप्रीतिसाधकत्वकथनेन तदनुसारेणाऽन्यत्राऽपि तथैव स्वीकारात्॥

किञ्च। मौढ्यादिति पदेन भगवच्छास्त्रोक्तस्वतन्त्रभक्तिमार्गो न निन्द्यतेऽपि तु मौढ्यकल्पितः प्रमाणविमुख इतिसूचितम्। अत एवैतच्छ्लोकविवृतौ श्रीमदाचार्यवर्यैरुक्तम्—"न तु स्वतन्त्रो भगवन्मार्गो निषिद्धः। स गुणातीत इत्येकादशे वक्ष्यते मन्निकेतं तु निर्गुणमित्यादिभिः। प्रकरणेन च वाक्यानि संबद्धानि तत्प्रकरणस्थमेव गुणदोषं वदन्ती-" त्यादि। अत एव "अर्चादावर्चयेद्यो मां पृथग्भावः स राजस" इति भगवता तादृक्पूजाया राजसत्वमभाणि। तथाच सगुणभक्तौ पृथग्भावादिदोषस्य विद्यमानतया निन्दावाक्यानां तत्र सविषयत्वेन वक्ष्यमाणरीत्या सर्वरूपो भगवान् सर्वत्र च भगवानिति

बुद्ध्या परिचरतः सेवायां निर्गुणभक्तिरूपायां न किञ्चिद्दूषणम् अन्यथा श्रीकृष्णोद्धवसंवादे मूर्तिपूजाविधेर्वैयर्थ्यं स्यात् ॥ मूर्तिपूजाविधायकानि तन्त्रस्मृतिपुराणवाक्यानि च कुप्येरन् ।

૧૪ પ્રભુની, સેવા, મૂર્તિમાં કરવી ઠીક છે. કારણ કે શાસ્ત્રોમાં આજ્ઞા છે.

**" મૂર્તિમાં પૂજન કરવું તે સર્વોત્તમ છે. "**

શ્રીકપિલદેવજીએ આજ્ઞા કરી છે. " જે માણસ સર્વવ્યાપક મને છોડી મૂર્તિનું પૂજન કરેછે તે ભસ્મમાં હોમ કરે છે " માટે મૂર્તિપૂજન શું ?

તેના જવાબમાં આ શ્લોકમાં મૂર્તિપૂજનની નિન્દા નથી. પરંતુ અજ્ઞાન, તથા સંકુચિત દૃષ્ટિ રાખી સેવા કરનારની નિન્દાછે. "हित्वा" "मौढ्यात्" આ બે પદોથી એમ જણાયછે.

જે માણસ સર્વવ્યાપક પ્રભુને ન જાણી, મૂર્તિનું તથા સમગ્ર જગતનું અપમાન કરતો ફરેછે. તે માણસનું મૂર્તિપૂજન ભસ્મમાં હોમ માફક છે. માટે મૂર્તિપૂજાનો નિષેધ અત્રે નથી.

તેવી રીતે બીજું વચન પણ છે. " જે માણસ સર્વ-વ્યાપક મને ન જાણી સમગ્રનું અપમાન કરતો રખડે છે. ભલે, તે ગમે તેટલી સામગ્રી અને મંડાણોદ્વારા મારી સેવા

કરે, પરંતુ હું તેથી પ્રસન્ન નથી. માટે પ્રભુઅપ્રસન્નતામાં, કેવલ અજ્ઞાન, તથા સંકુચિત દૃષ્ટિ કહેલી છે. પણ મૂર્તિ-પૂજન નથી કહેલું. આ પ્રમાણે બીજે ઠેકાણે પણ જ્યાં જ્યાં આવાં વચનો આવે, તેની પણ આવીજ વ્યવસ્થા કરવી ઠીક છે. "**મૌઢયાત્**" આ પદથી સ્વતન્ત્રભક્તિમાર્ગ નિન્દિત નથી. પરંતુ મૂર્ખ લોકોએ જે પોતાના મનથી બનાવેલો છે. બસ, તેનીજ સર્વત્ર નિન્દા છે. માટેજ શ્રીમદાચાર્યચરણો, આ શ્લોકની વ્યાખ્યામાં આજ્ઞા કરે છે. "આ નિષેધ, [1]**સ્વતંત્રભકિતમાર્ગનો નથી.** કારણકે આગળ, "**મન્નિ-કેતન્તુ નિર્ગુણમ્**" વિગેરે વચનો દ્વારા આ માર્ગની સર્વોત્ત-મતા પોતેજ કહેશે. હંમેશાં જે વાકય પ્રકરણથી યુક્ત હોય તેજ, પ્રકરણના ગુણદોષ કહી શકેછે. અત એવ શ્રીકપિલ-દેવજીની આજ્ઞા છે. "જે માણસ, ભેદ દૃષ્ટિ રાખી મારી સેવા કરેછે તે, તેની ભક્તિ રાજસ છે તેમ સંકુચિત દૃષ્ટિ રાખી સેવા કરનાર ભકતને પણ '**રાજસભકત**' કહ્યો છે.

માટેજ સગુણભક્તિમાંજ ભિન્ન દૃષ્ટિ થાયછે. તેમ નિષેધ પણ તેનોજ શાસ્ત્રમાં આવેછે.

---

૧ મૂલ ભક્તિમાર્ગ, બે પ્રકારનો છે, નિર્ગુણ અને સગુણ, સગુણભક્તિમાર્ગ ત્રણ પ્રકારનો છે, રાજસ, સાત્વિક, તથા તામસ, નિર્ગુણભક્તિમાર્ગમાં પ્રેમાનુકૂલ બધા ઉપચારો કરાય છે. તેમ તેજ સ્વતંત્ર ભક્તિમાર્ગ છે.

પરંતુ જે માણસ, પ્રભુ સર્વરૂપ છે. સર્વવ્યાપક છે. આવા નિર્ગુણ ભાવથી સેવા કરેછે. તેને કોઇ જાતનો દોષ નથી.

પ્રભુનો મત, જો મૂર્તિપૂજાની નિન્દામાં હોતો તો એકાદશસ્કંધમાં શ્રીઉદ્ધવજી આગળ સેવાનો વિધિ, મહદુપદેશથી શા માટે કહેતા, તેમ મૂર્તિપૂજા પ્રતિપાદક શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, વિગેરે શા માટે? મૂર્તિપૂજાનો નિષેધ ક્યાંય પણ નથી. તેમ થશે તો સમગ્ર શાસ્ત્ર વ્યર્થ થશે. તેથી ભેદ દૃષ્ટિવાળાનીજ આ નિન્દા છે. આ ચોક્કસ છે.

१५ एतेनैव "अर्चायामेव हरये पूजायां यः श्रद्धयेहते। न तद्भक्तेषु चाऽन्येषु स भक्तः प्राकृतः स्मृत" इत्यादीनि व्याख्यातानि। न तद्भक्तेषु चाऽन्येष्वित्युक्त्या मूर्त्तीतरस्थले भगवदज्ञानजन्यावमानस्यैव स्फुटीकरणात्। एवं सति सर्वत्र भगवानस्तीति ज्ञात्वा सर्वेषामवमानमकुर्वता भगवन्मूर्तिं परिचरता क्रियमाणं भजनं निरवद्यमेव।

न चैवं घटादावपि भगवत्सत्तया तस्याऽपि पूजाऽस्त्विति वाच्यम्। भगवन्मूर्त्तावेव मूलरूपभगवदाविर्भावेन-ततोऽन्यत्र जीवं प्रति हरितिरोभावात्। अन्यथा मूर्त्तिपूजनवद्घटादिपूजाऽपि भागवतादौ विधीयेत।

एवमेव "यस्याऽऽत्मबुद्धिः कुणपे त्रिधातुके स्वधीः कलत्रादिषु भौम इज्यधीः। यत्तीर्थबुद्धिः सलिले न कर्हिचिज्जनेष्वभिज्ञेषु स एव गोखर" इत्यत्राऽपि न कर्हिचिज्जनेष्वभिज्ञेष्वित्युक्त्या अभिज्ञजनावमानबोधनेन सर्वत्र भगवद्बुद्ध्यभावबोधनात्तादृक्सगुणभक्तियुक्तस्यैव निन्दा न तु सर्वत्र भगवद्बुद्धिमत इति ज्ञेयम् अन्यथा अस्मिन्नेव श्लोके जलविषयकतीर्थबुद्धेर्निन्दितत्वाद्गङ्गाजलादावपि तद्बुद्धिर्बाध्येत। तथा सति गङ्गादिजले तीर्थबुद्धिसम्पादकानि नानापुराणतन्त्रवाक्यानि च दुष्टानि स्युः।

१५ "अर्चायामेव हरये पूजां यः श्रद्धयेहते। न तद्भक्तेषु चान्येषु स भक्तः प्राकृतः स्मृतः॥

જે માણસ, પ્રભુપ્રાપ્તિ માટે કેવલ શ્રદ્ધાથી મૂર્ત્તિમાંજ પૂજા કરે છે. પરંતુ અજ્ઞાનથી ભક્ત, ગોબ્રાહ્મણોની, યોગ્યતાનુસાર પૂજા નથી કરતો, તે **મૂર્ખ ભક્ત** છે.

સત્સંગ દ્વારા જ્ઞાની થશે. માટે અજ્ઞાની તથા સંકુચિત દૃષ્ટિ રાખવાવાળા નીજ આ નિન્દા છે તે સિદ્ધ છે.

જે પુરુષ, સર્વ વ્યાપક પ્રભુ જાણી, સમગ્ર પદાર્થોની યોગ્યતાનુસાર પૂજા કરતો ફરે છે. તેમ શ્રદ્ધાથી મૂર્ત્તિની પૂજા કરે છે આ **સર્વોત્તમ ભકત** છે. તેવી સેવા કરવી ઉચિત, તથા નિર્દોષ છે.

જ્યારે પ્રભુ સર્વવ્યાપક છે. ત્યારે મૂત્તિમાં સેવા પૂજા શા માટે? ઘટ, પટ, વિગેરે બધાની પૂજા કેમ નથી કરતા? તેના જવાબમાં મૂર્તિમાંજ પૂજ્યરુપથી પરમાત્માનો પ્રાદુર્ભાવ છે. બીજા પદાર્થોમાં તે સ્વરુપનો તિરોભાવ છે. ક્રિડા માટે પ્રભુ અનેક રુપથી પ્રગટ થયા છે. જે કાર્ય સારુ જે રુપથી પ્રગટ થયા છે. તે કાર્ય, તે રુપથીજ થઇ શકે છે. જેમ ઘડાથી જલાનયનજ થાયછે. યદ્યપિ ઘડો પ્રભુરુપ છે. તથાપિ તેનાથી બીજું કાર્ય થઇ શકતું નથી. કારણ જે તેમાં બીજી શક્તિયોનો તિરોભાવ છે. તેમ શ્રુતિઓથી સિદ્ધ થાય છે. "तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरुपाभ्यां व्याक्रियत" "स सर्वमभवति" "पुरुष एवेदं सर्वं" "नामरुपे व्याकरवाणि"

તે પ્રમાણે મૂર્તિમાં સકલ જગતોદ્ધાર કાર્ય સારુ ઉદ્ધાર શક્તિને લઇ પ્રભુ પ્રગટ થયાછે. મૂર્તિવિના બીજે ઠેકાણે પૂજન કરવું યોગ્ય નથી. કારણ કે તેમાંજ મૂલ પરમાત્માનો પ્રાદુર્ભાવ છે. અન્યથા ઘડાની પૂજા કેમ નથી કહી?

" यस्यात्मबुद्धिः कुणपे त्रिधातुके
स्वधीः कलत्रादिषु भौम इज्यधीः ॥
यत्तीर्थबुद्धिः सलिले न कर्हिचि-
ज्जनेष्वभिज्ञेषु स एव गोखरः ॥

કફ, વાયુ પિત્તયુક્ત દેહમાં જે 'હું' બુદ્ધિ રાખે છે. સ્ત્રી પુત્ર વિગેરે '**મારાં**' આવી બુદ્ધિ રાખે છે. કેવલ મૂર્ત્તિમાંજ પૂજ્ય બુદ્ધિ રાખે છે. તથા પાણીમાં તીર્થ બુદ્ધિ અને ભકતોમાં પૂજ્ય બુદ્ધિ નથી રાખતો તે પુરુષ કેવલ પશુ છે. અહીં પણ અજ્ઞાની, તથા સંકુચિત દૃષ્ટિવાળાનીજ નિંદાછે. જો વાસ્તવિક ભક્તની નિંદા હોત તો પછી જલમાં તીર્થ બુદ્ધિનો નિષેધ કહ્યો છે. તો ગંગાજીમાં તીર્થ બુદ્ધિ વિધાયક હજારો પુરાણો, તથા તંત્રોનાં વાકયો, જુઠાં પડશે.

માટે કેવલ અજ્ઞાની, પારકાનો દ્વેષ કરનાર, મૂર્ખ, સગુણ ભક્તનીજ આ નિંદા છે.

નિર્ગુણ ભક્તની, તથા મૂર્ત્તિપૂજાની નિંદા કોઇપણ શાસ્ત્રમાં નથી, કારણ કે "**મૂર્ત્તિની સેવા પૂજા, તો શાસ્ત્રોકત, તેમ જીવ માત્રને અવશ્ય કરણીય છે.**"

**१६ अतो यस्य परिच्छिन्नदृष्ट्याऽत्रैव भगवान्नेतरत्रेति बुद्धिः स निन्द्यते । भगवदर्चेयं भौमेति च यस्य बुद्धिः सोऽपि निन्द्यः । विष्णोरर्चायां"शिलाधीर्गुरुषु नरमतिर्वैष्णवे जातिबुद्धिरि"ति गोपालतापनीयोपनिषत्सु निन्दाश्रवणात् । " शिलाबुद्धिर्न कार्या च तत्र नारद कर्हिचित् । ज्ञानानन्दात्मको विष्णुर्यत्र तिष्ठत्याचिन्त्यकृदि " ति वाक्याच्च ।**

अतोऽस्मत्सिद्धान्ते सर्वत्र व्यापकतया विराजमानः सर्व-रूपो भगवान् मूर्तिरूपेण सेवकोद्धारार्थं प्रकटीभूत इति हरि-मूर्तिर्हरिरेव । "पुरुष एवेदं सर्वमि"ति श्रुत्या पदार्थमात्रस्य भगवद्रूपत्वात् । अत एव सर्वनिर्णयप्रकरणे "आविर्भा-तिरोभावौ शक्ती वै मुरवैरिण" इत्युक्त्वा तत्तत्कार्यार्थं तत्तद्रूपस्य हरेरेवाऽभिव्यक्तिरि" त्युपपादितम् । तथाच जलाहरणार्थं घटरूपेण हरेरेव प्राकट्यमिति ज्ञेयम् । एवं पटादावप्यावरणादिरूपप्रयोजनमुद्दिश्य भगवदाविर्भावो ज्ञेयः। एवं सति भक्तोद्धारार्थं मूर्तिरूपेणाऽऽविर्भाव इत्याकलनीयम्।

૧૬ જે માણુસ, અજ્ઞાન અને સંકુચિત દૃષ્ટિથી મૂર્ત્તિમાંજ પ્રભુ સમજેછે. બીજે ઠેકાણે નથી જાણતો તે નિંદાપાત્ર છે. જે પુરુષ આ સેવા પૂજા, પત્થરની છે અથવા પત્થરની મૂર્ત્તિ-ની છે. પરંતુ ભગવન્મૂર્ત્તિની નથી. આમ સમજે છે તે પણ મહાઘોર પાતકી તથા નિંદનીયછે. વેદમાં કહ્યું છે જે માણુસ, મૂર્ત્તિમાં પત્થર બુદ્ધિ, ગુરુમાં મનુષ્ય બુદ્ધિ, અને વૈષ્ણવોમાં જાતિ બુદ્ધિ રાખે છે. તે નરકમાં જાય છે. તેમ બીજે ઠેકાણે પણ, "જ્યાં સચ્ચિદાનંદ પ્રભુ હોય ત્યાં. મૂર્ત્તિમાં પત્થરની બુદ્ધિ ન કરવી. માટે જે, તેવી બુદ્ધિ રાખે છે. તે કેવલ અજ્ઞાની, તથા મૂર્ખ છે.

પુષ્ટિમાર્ગ સિદ્ધાન્તમાં તો પ્રભુ, સર્વવ્યાપક છે. જેથી સર્વત્ર સર્વ રુપથી બિરાજેલા છે. માટેજ સેવકોના ઉદ્ધાર સારુ મૂર્ત્તિરૂપથી પ્રગટ થયા છે. "**મૂર્ત્તિ, સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ છે**" કારણ કે "**पुरुष एवेदं सर्वं**" વિગેરે શ્રુતિઓ, સમગ્ર બ્રહ્મરૂપ કહે છે. તેમ નિબંધમાં પણ શ્રીમદાચાર્યચરણોએ આજ્ઞા કરી છે.

"**आविर्भावतिरोभावौ शक्ती वै मुरवैरिणः**"

આમ આજ્ઞા કરી તે. તે કાર્ય સારૂ પ્રભુ, તે, તે, રૂપથી પ્રગટ થયા છે. તો પછી સિદ્ધ થયું કે, જલાનયન કાર્ય સારૂ પ્રભુનો ઘટ રૂપથી પ્રાદુર્ભાવ છે. આચ્છાદન કાર્ય માટે પટરૂપથી પ્રગટયા છે. એ પ્રમાણે અનેક રૂપોથી પ્રભુનો પ્રાદુર્ભાવ છે. તેમ ભકતોદ્ધાર સારૂ પ્રભુનો મૂર્ત્તિરૂપથી પણ પ્રાદુર્ભાવ છે. આ વાત ચોક્કસ છે.

**१७ तत्तद्रूपेणाऽऽविर्भावे भगवदिच्छाया नियामकत्वादनेन घटादिरूपेण जलाहरणादि करिष्यामीत्यादिरूपयेच्छया घटादिरूपेण स्फूर्तिः । इच्छा च कार्यानुमेया अतो हरिमूर्त्या सेवकोद्धाररूपकार्यस्य पुराणादौ स्मरणादुद्धारेच्छाऽनुमीयते । तथा सति वस्तुमात्रस्य ब्रह्मत्वेऽपि तादृगाविर्भावानाविर्भावौ सेव्यत्वासेव्यत्वप्रयोजकाविति नेतरसाधारण्यंमूर्तेः ।**

अत एवोक्तं निबन्धीयसेवाप्रकरणे "मूर्तिं कृत्वा हरेः कचित् । परिचर्यां सदा कुर्यादि" ति । व्याख्यातं च—"मूर्तेर्भगवत्त्वं त्रेधा निरूपयती " त्यारभ्य "वस्तु विचारे सर्वस्याऽपि भगवद्रूपत्वात् । विशेषत्त्रयम् । एनमुद्धरिष्यामीति तदा मृदादेः प्रादुर्भूत" इत्यन्तेन ।

अयमर्थः । इतरपदार्थापेक्षया भगवन्मूर्तौ सेव्यत्वप्रयोजकः अयं वक्ष्यमाणो विशेष इत्यर्थः । तमेवाऽऽहुः—एनमुद्धरिष्यामीति तदा मृदादेः प्रादुर्भूत इति । एनं सेवनोत्सुकं सेवकं संसारादुद्धरिष्यामीतीच्छया मूर्तिरूपेण प्रकट इत्यर्थः ।

इतरत्र घटादौ जलाहरणादिकार्यस्य स्फुटत्वात्तत्कारणीभूता जलाहरणादि करिष्यामीत्यादिरूपा भगवदिच्छाऽनुमीयते । तथैवेह मूर्तिरूपेणोद्धरिष्यामीतिच्छाऽनुमेया । उद्धाररूपकार्यस्य पुराणादिसिद्धत्वात् ।

अतो ब्रह्मवादविचारे सर्वस्य तौल्येऽपि मूर्तौ वैशिष्ट्यमिति निर्दुष्टमखिलम् । अत एव रामानुजाचार्यमतीया भगवन्मूर्तिमर्चावतारं वदन्ति ।

૧૭ પ્રભુ, તે, તે રૂપથી પ્રગટ થયા છે. તેમાં તેની ઇચ્છાજ કારણ છે. માટે પ્રભુએ "ઘડાથી જલાનયન કાર્ય કરીશ" આમ જાણી ઘડાદિ રૂપોને ધારણ કર્યાં છે. તેમ તે, તે પદાર્થોથી નિયમિતજ કાર્ય થાયછે. માટે પ્રભુની ઇચ્છાનું અનુમાન થઇ શકેછે. પુરાણોમાં, ભગવન્મૂર્તિથી અનેક ભકતોનો ઉદ્ધાર સાંભળ્યોછે, માટે ચોક્કસ મૂર્તિથીજ પ્રભુ, ભકતોનો ઉદ્ધાર કરે છે. જ્યાં ઉદ્ધાર માટે પ્રભુ પ્રાકટ્યછે. ત્યાંજ સેવા પૂજા કરવી યોગ્યછે. બીજે ઠેકાણે સેવા પૂજા પણ નથી. જો કે બધું બ્રહ્મરૂપછે. છતાં પણ ઘડો, વસ્ત્ર, વિગેરેને મૂર્તિ બરાબર જાણવું. તેમ મૂર્તિને પત્થર બરોબર જાણવી. આ કેટલી બધી મૂર્ખતાછે. તે સ્પષ્ટ જણાય છે. માટે નિબંધમાં શ્રીમદાચાર્યચરણોએ "मूर्तिं कृत्वा हरेः क्वचित्" મૂર્ત્તિ ત્રણ પ્રકારથી પ્રભુ છે. આમ આજ્ઞા કરી છે.

**જ્ઞાનમાર્ગ**માં સમગ્ર પદાર્થ બ્રહ્મરૂપ છે માટે મૂર્ત્તિ પણ પ્રભુજ છે. તો પછી મૂર્તિમાં શો વિશેષ? તેના જવાબમાં, જેમ સર્વ વ્યાપક પ્રભુ, પ્રહ્લાદની રક્ષા માટે સ્તંભથી પ્રગટ થયાછે. તેમ ઉદ્ધાર કાર્ય સારૂ પ્રભુ, મૂર્તિરૂપથી પણ પ્રગટ થયાછે. અને આટલોજ મૂર્તિમાં વિશેષ છે. પુષ્ટિમાર્ગમાં તો પ્રભુ, સ્નેહાનુકૂલ ઉપચારો ગ્રહણ કરવા સારૂ મૂર્તિમાં એક સરખાપણે બિરાજેલાછે. પ્રારંભમાં પ્રભુ સાક્ષાત્કાર ન થવાથી, મૂર્ત્તિમાં ભેદ બુદ્ધિ રહેશે. તો મૂર્ત્તિ, સાક્ષાત્પ્રભુ કેમ ? તેનો

ઉત્તર, વેદાંતસૂત્રના વૈશ્વાનરાધિકરણમાં, તથા દામોદર-લીલાપ્રસ્તાવમાં સ્પષ્ટ છે. **"ભગવાન સાકારજ વ્યાપક છે"** અન્તર્યામિબ્રાહ્મણમાં પણ, અન્તઃસ્થ પુરૂષનેજ સર્વકર્ત્તા કહેલ છે. અતએવ પ્રારંભમાં પણ મૂર્તિ વિષે ભેદ બુદ્ધિ થઇ શકતી નથી. પરંતુ રોજ સ્નેહાનુકૂલ મૂર્તિની સેવાથી, પ્રભુનાં નિઃશક અને નિરાવરણ દર્શન થાયછે. ત્યારે પોતાની મેળેજ ભેદ બુદ્ધિ **ચાલી જાય છે. ઉપાસના માર્ગ**માંમૂર્તિને ભગવદ્રૂપ કેનારા, તથા મૂર્તિપૂજા પ્રતિપાદક હજારો વેદોક્તમંત્રો, તેમ એકાદશ સ્કંધ પ્રમાણોથી **મૂર્તિ, સાક્ષાત્પ્રભુ** આ સ્પષ્ટછે. **"વિધિમંત્રાદિને આધીન થઇ પૂજા કરવામાં આવે તેને ઉપાસના માર્ગ કહેવાયછે".**

ઘટાદિ તે, તે પદાર્થોથી, નિયમિત તે, તે કાર્ય જોવામાં આવે છે. માટે પ્રભુ ઇચ્છાનું અનુમાન પણ નિર્બાધ છે. પુરાણોમાં મૂર્તિથી અનેક ભકતોનો ઉદ્ધાર કહ્યો છે. માટે ઉદ્ધાર કાર્ય સારૂ પ્રભુનો મૂર્તિરૂપથી પ્રાદુર્ભાવ છે. તે પણ નિઃશક છે. બ્રહ્મવાદ વિચારમાં જો કે સર્વ સમાન છે. તો પણ મૂર્તિમાં આ વિશેષ છે. આથી શ્રીરામાનુજાચાર્યો, મૂર્ત્તિમાં ભગવન્મૂર્તિનો **" અર્ચાવતાર "** માને છે.

---

૧ શ્રીયશોદાજીને, તથા અર્જુનાદિ ભકતોને, સાકાર વ્યાપક સ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ થયો છે. માટે ભગવત્સ્વરૂપ સાકાર વ્યાપક છે આ નિર્દોષ છે.

१८ ननु शालग्रामे भगवदाविर्भावस्य सर्वसच्छास्त्रसिद्धत्वा-त्तत्पूजयैव मूर्तिभजनस्य गतार्थताऽस्त्विति चेन्न । नवविध-भक्तिनिरूपणे "नृणामयं परो धर्मः सर्वेषां समुदाहृत" इति नारदवाक्यान्नवधाभक्तेरवश्यकर्त्तव्यतया तत्र च " यद्यदिष्ट-तमं लोके यच्चाऽतिप्रियमात्मनः । तत्तन्निवेदयेन्मह्यं तदान-न्त्याय कल्पत " इत्यादिवाक्योक्तानां नानाविधवसनभूषण-प्रभृत्युपचाराणां सर्वथैव कर्त्तव्यत्वेन शालग्रामे तत्सौकर्या-भावात् । अतो भगवन्मूर्तिसेवा कार्या । तत्र चाऽनेकविधाल-ङ्कारवसनभूषणोपचाराणां सौकर्यात् । अतः कृष्णमूर्तिसेवनं शालग्रामार्चनं चेत्युभयमपि कर्तव्यम् ।

૧૮ " શાલિગ્રામની મૂર્તિ, સાક્ષાત્ પ્રભુ છે આ વાત શાસ્ત્ર સિદ્ધ છે." તો પછી તેની પૂજાથી પણ મૂર્તિપૂજા-નું કામ ચાલી શકશે માટે જુદી એક મૂર્તિની સેવાપૂજા કરવાનું શું પ્રયોજન "?

' ઠીક છે ' શાલિગ્રામશિલા, સાક્ષાત્પ્રભુ છે. આમાં કોઈપણ વાદ કરતા નથી, પરંતુ ત્યાં સ્નેહાનુકૂલ મન રાખી, ઉપચારો કરવાવાળાઓથી જેવા જોઇયે તેવા, ઉપ-ચારો થઇ શક્તા નથી.

તેમ નવવિધાભક્તિનું નિરૂપણ કરતી વખતે, શ્રીનારદજીએ આજ્ઞા કરી છે " આ નવવિધા ભક્તિ, મનુષ્યમાત્રનો સર્વોત્તમ શાસ્ત્રોકત ધર્મ છે"

તેમ તેજ ભક્તિમાં ભગવદાજ્ઞાથી પૂર્વે સિદ્ધ છે "જે પદાર્થ, લોક અને શાસ્ત્રથી અનિન્દિત હોય, જે પોતાને પ્રિય લાગતો હોય, તે પદાર્થ વસ્ત્રાભૂષણ ભોગાદિ, મને અર્પણ કરે" તો પછી, નવવિધા ભક્તિ તથા તદનુકૂલ સ્નેહથી ઉપચારો કરવા, આ મનુષ્યમાત્રને અવશ્ય કરણીય છે. ભગવન્મૂર્તિમાં, વસ્ત્રાલંકાર કરવાનું અત્યન્ત સોકર્ય રહેછે તેમ તેથી અત્યંત સુંદરતા થવાથી મનોપ્રવેશ પણ જલદીથી થઈ શકે છે. અતએવ "**મૂર્તિની સેવા પૂજા તથા શાલિગ્રામની પૂજા, આ બંને જરૂર જીવને કરવાનાં છે**".

**१९ तथाच सिद्धमेतत् ।प्रातीतिकप्राकृतधर्मरहितं निखिलनिगमोक्तदिव्यगुणरूपं पुरुषोत्तमशब्दवाच्यं निर्गुणं परमकाष्ठापन्नं श्रीकृष्णाख्यं परं ब्रह्मैव पुष्टिमार्गीयसेवाया विषयः । तस्य च मूर्तिरूपेण प्रकटस्य पूर्वप्रकरणोक्तरीत्या सेवा कर्तव्या तया कृतार्थता भवतीति विद्वद्भिर्ज्ञेयम् ।**

૧૯ હવે આ સમગ્ર ગ્રંથથી એમ પ્રતિપાદન થયું કે **" લોકપ્રતીત પ્રાકૃત ધર્મોથી રહિત, શાસ્ત્રોકત બધા ધર્મોથી યુકત " માટેજ નિર્ગુણ, સર્વ દેવતાઓથી**

શ્રેષ્ઠ, તેમ સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ, કેવલ શ્રીકૃષ્ણ-પરબ્રહ્મજ પુષ્ટિમાર્ગમાં સેવ્ય સ્વરૂપ છે, સેવકોદ્ધાર કાર્ય સારૂ તે પૂર્ણ પુરૂષોત્તમ પ્રભુ, મૂર્તિરૂપથી પ્રગટ થયા છે. માટે પેલા પ્રકરણમાં કહેલી રીતીથી, તે પૂર્ણ પુરૂષોત્તમ, શ્રીકૃષ્ણપરબ્રહ્મની સેવા કરવી, તે જીવમાત્રનો સનાતન, ઉત્તમોત્તમ, વૈદિક ધર્મ છે. તેમ તે પ્રભુની સેવાથીજ જીવને કૃતાર્થતા પ્રાપ્ત થાય છે.

इति श्रीमद्गोवर्द्धनधरश्रीवल्लभाधीशश्रीविट्ठलेश्वरचरणानुचरसेवकेन
श्रीलाल्लुभट्टोपनामकदीक्षितश्रीबालकृष्णभट्टेन विरचितायां
सेवाकौमुद्यां द्वितीयं प्रकरणम् ॥ २ ॥

" આ પ્રમાણે આ ભાષાનુવાદ સમાપ્ત થયો."

विज्ञान्प्रणम्य रचिताञ्जलिरानतोऽहं
शश्वद्विधाय विनयं विनिवेदनं मे
स्वीकर्त्तुमर्हथ निजेति विचार्य विज्ञा
दृष्यं भवेन्निजमतौ सुविचारणा चेत् ॥ १ ॥
भाषातत्त्वविदो भवंति बहुशः पृथ्वीतले संप्रति
तेषामेव कृते कृता बुधवरैर्मत्साहसं क्षम्यताम् ॥
या स्यादत्र पदेक्वचित्स्खलतिकासह्याकृपाशालिभि
र्ये केचित्सहसालिखन्ति मतितो मुह्यंति तेऽसंशयम् ॥२॥

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

# વેચવાનાં પુસ્તકો

## સંસ્કૃત

| | | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|
| ૧ | શ્રી સુબોધિનીજી | ૨ | ૦ | ૦ |
| ૨ | ભક્તિહંસ .. | ૦ | ૧૪ | ૦ |
| ૩ | શ્રી યમુનાષ્ટક... (શ્રી હરિરાયજી) | ૦ | ૩ | ૦ |
| ૪ | શ્રી યમુનાષ્ટક... (શ્રી પુરુષોત્તમજી કૃત) | ૦ | ૨ | ૬ |
| ૫ | બાલબોધ ... | ૦ | ૩ | ૦ |
| ૬ | ,, શ્રીદેવકીનન્દનકૃત | ૦ | ૨ | ૬ |
| ૭ | સેવાકૌમુદી ... | ૦ | ૨ | ૦ |
| ૮ | શ્રીબાલકૃષ્ણચમ્પૂ | ૪ | ૦ | ૦ |
| ૯ | નિર્ણયાર્ણવ ... | ૦ | ૪ | ૦ |
| ૧૦ | સિદ્ધાંત સિદ્ધાપમા | ૦ | ૬ | ૦ |
| ૧૧ | દર્શનાદર્શ ... | ૦ | ૨ | ૦ |
| ૧૨ | વ્યાખ્યાનરત્નાવલિ | ૦ | ૧ | ૦ |
| ૧૩ | સ્તુતિપારિજાત ... | ૦ | ૧ | ૦ |
| ૧૪ | સિદ્ધાન્ત મુક્તાવલી | ૦ | ૨ | ૦ |
| ૧૫ | પુષ્ટિપ્રવાહ મર્યાદા | ૦ | ૫ | ૦ |
| ૧૬ | વેદાન્ત ચિન્તામણિ | ૧ | ૦ | ૦ |

## ગુજરાતી તથા હિન્દી

| | | રૂ. | આ. | |
|---|---|---|---|---|
| ૧ | શુદ્ધાદ્વૈત દર્શન ... (પ્રથમભાગ હિન્દી) | ૦ | ૮ | |
| ૨ | ,, દ્વિતીય ભાગ (હિન્દી) | ૦ | ૮ | |
| ૩ | ,, પ્રથમ ભાગ (મરાઠી) | ૦ | ૮ | |
| ૪ | વલ્લભાખ્યાન ... (વ્રજભાષા) | ૩ | ૦ | ૦ |
| ૫ | શુદ્ધાદ્વૈત સિદ્ધાંતસાર (હિન્દી) | ૦ | ૩ | ૦ |
| ૬ | ,, ગુજરાતી ... | ૦ | ૩ | ૦ |
| ૭ | ષોડશગ્રન્થ વ્રજભાષા | ૦ | ૬ | ૦ |
| ૮ | ગીતાતાત્પર્ય હિન્દી | ૦ | ૨ | ૦ |
| ૯ | ,, ગુજરાતી | ૦ | ૨ | ૦ |
| ૧૦ | ન્યાસાદેશ હિન્દી | | | |
| | ગુજરાતી ... | ૦ | [illegible] | [illegible] |
| ૧૧ | સેવાકૌમુદી હિન્દી | ૦ | ૪ | ૦ |
| ૧૨ | ,, ગુજરાતી | ૦ | ૪ | ૦ |

પુસ્તક મળવાનું ઠેકાણું:

**શ્રી બાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત સંસ્કૃત પુસ્તકાલય.**

મોટું મંદિર (ગૌશાળા ઉપર) મુંબઈ નં. ૨